# શ્રી જૈનાગમ નિયમાવલી

( ગતાંક પૃષ્ઠ ૫૨ થી શરુ )

લેખક: આ. શ્રી વિજયપદ્મસૂરિજી મહારાજ.

૪૧ કર્મનો બંધ થયા વિના કર્મની સત્તા કહેવાય જ નહિ.

૪૨ જે જીવો સૂક્ષ્મનિગોદમાંથી નીકળ્યા નથી ને નીકળશે પણ નહીં જ તેવા જીવો અવ્યવહારરાશિના જાણવા. અવ્યવહારરાશિમાંથી નીકળ્યા બાદ ફરી સૂક્ષ્મનિગોદમાં જનારા જીવો પણ વ્યવહાર રાશિના જ કહેવાય; કારણ કે અવ્યવહારરાશિમાંથી જેઓ એકવાર પણ નીકળીને પૃથ્વીકાયાદિપણે ઊપજ્યા હોય, તે જીવો વ્યવહારરાશિના જ કહેવાય છે. કર્મના યોગે ભારેકર્મી જીવો પૃથ્વીકાયાદિના બહુ ભવ કર્યા બાદ પણ અવ્યવહારાશિ સૂક્ષ્મનિગોદમાં અનેકવાર જાય છે.

૪૩ શુક્લપાક્ષિક જીવો મોઢામાં મોડા અર્ધપુદ્ગલપરાવર્ત્ત કાલ પૂરો થયા બાદ જરૂર મોક્ષે જાય જ તે જીવોમાં કેટલાએક જીવો મિથ્યાદૃષ્ટિ પણ હોય. એમ શ્રી દશાશ્રુતસ્કંધના છઠ્ઠા અધ્યયનમાં ચૂર્ણિકાર ભગવંતે જણાવ્યું છે.

---

એ ધન જેટલું અમૂલ્ય છે, તેટલું જ તેનું રક્ષણ કરવું કઠિન છે. અમૂલ્ય વસ્તુઓને પડાવી લેનારા, પડાવી લેવા માટે તાકી રહેનારા અને એ ચાલ્યું જાય તો રાજી થનારા દુનિયામાં ઓછા હોતાં નથી.

વિપરીત શ્રદ્ધાનરુપ મિથ્યાત્વના નાશનો પરમ ઉપાય જગતના એકના એક સન્માર્ગરૂપ શ્રી અરિહંતાદિ સુદેવ, સુગુરુ અને સુધર્મ-તત્ત્વની શ્રદ્ધાપૂર્વક આરાધના જ છે,

૪૪ સંપૂર્ણ ભવચક્રમાં ઉપશમશ્રેણિને કરવાનો અને આહારક શરીરને બનાવવાનો અવસર ચાર વાર પ્રાપ્ત થઈ શકે. જે ભવમાં ચોથી વાર ઉપશમશ્રેણિ કરે, અથવા આહારક શરીર બનાવે, એવા ભવ્યજીવો તે જ ભવમાં જરૂર મોક્ષે જાય. એમ શ્રી બૃહત્કલ્પ ભાષ્યાદિમાં જણાવ્યું છે.

૪૫ ગુરુ છદ્મસ્થ અવસ્થામાં હોય તો પણ તે કેવલજ્ઞાનને પામેલી સાધ્વીને ન જ વાંદે; કારણ કે ધર્મમાર્ગમાં પુરુષની પ્રધાનતા છે એમ શ્રી હરિભદ્રસૂરિ મહારાજે શ્રી આવશ્યક સૂત્રની મોટી ટીકામાં જણાવ્યું છે.

૪૬ વજ્રઋષભનારાચસંઘયણવાળા જીવોને દર્શનાવરણીય કર્મનો તીવ્ર ઉદય થતાં સ્ત્યાનર્દ્ધિનિદ્રાનો ઉદય થાય તે વખતે વાસુદેવની જેટલી તાકાત હોય, તેનાથી અડધી તાકાત તેમની છે. બીજા–પાંચમાંના કોઈ પણ સંઘયણ-વાળા જીવોને સ્ત્યાનર્દ્ધિનિદ્રાનો ઉદય થતાં તેવી તાકાત ન જ હોય, પણ પોતાના સ્વાભાવિક બળ કરતાં બમણું, તમણું કે ચારગણું બળ હોય છે એમ શ્રી બૃહત્કલ્પ સૂત્રના ભાષ્યમાં જણાવ્યું છે.

૪૭ વિજય, વૈજયંત, જયંત અને અપરાજિત વિમાનના દેવો ત્યાંથી દેવભવનું આયુષ્ય પૂર્ણ થતાં ઉત્તમ મનુષ્યપણું જ પામે પણ તિર્યંચપણું પામે જ નહિ. આ મનુષ્યાયુષ્ય પૂરું કરીને તે દેવભવમાં જાય તો વૈમાનિક દેવ જ થાય ને તેઓ વધારેમાં વધારે સંખ્યાતા જ

ભવ કરીને મોક્ષે જાય જઘન્યથી તો એક-બે ભવ કરીને પણ મોક્ષે જાય

૪૮ તમામ સ સારી જીવોને અક્ષરનો અન - તમો ભાગ કાયમ ખુલ્લો જ રહે છે તીવ્ર જ્ઞાનાવરણીય કર્મના ઉદયકાલમા પણ તે પુદ્ગલો તેને ઢાકી શકતા નથી આ જ અપેક્ષાએ નિગોદમા રહેલા જીવોને જીવ તરીકે માન્યા છે, અને તેમને મિથ્યાદષ્ટિ ગુણસ્થાનક કહ્યુ છે એમ શ્રી ન દીસૂત્ર ટીકા, કર્મ ગ્ર થ ટીકાદિમા જણાવ્યુ છે.

૪૯ ૩ મિશ્રગુણસ્થાનકે, ૧૨ ક્ષીણકષાય વીતરાગછદ્મસ્થ ગુણસ્થાનકે, ૧૩ સયોગીકેવલિ ગુણસ્થાનકે જીવ મરણ પામે જ નહિ એમ શ્રી ગુણસ્થાનક ક્રમારોહાદિમા જણાવ્યુ છે

૫૦ મતિજ્ઞાન-શ્રુતજ્ઞાનને ધારણ કરનારા ભવ્યજીવો જ અવધિજ્ઞાની અથવા મન.પર્યવજ્ઞાની બને એમ શ્રી તત્ત્વાર્થ સૂત્રાદિમા જણાવ્યુ છે

૫૧ ગૃહસ્થવેષમા તીવ્રભાવ ચારિત્રાદિ સદ્ગુણોને લઈને શ્રી ભરતમહારાજાદિના દષ્ટાતે કેવલજ્ઞાન થઈ શકે, પણ મન પર્યવજ્ઞાન તો ન જ થઈ શકે કારણ કે સાતમા અપ્રમત્તગુણ સ્થાનકે રહેલા સ યમધારક ભવ્ય જીવોને જ મન પર્યવજ્ઞાન પ્રકટ થાય, એમ પૂજ્ય શ્રી મલયગિરિજી મહારાજે શ્રી પ્રજ્ઞાપના સૂત્રના ત્રીજા પદની ટીકામા જણાવ્યુ છે

૫૨ એક ભવમા બે આયુષ્યનો બ ધ કે ઉદય થાય જ નહિ પણ બે આયુષ્યની સત્તા જરૂર હોઇ શકે, કારણ કે ચાલુ ભવનુ આયુષ્ય ભોગવતા તેનો અમુક ભાગ ગયા પછી આગામી ભવનુ આયુષ્ય બ ધાય છે, તેથી એક ચાલુ ભવના આયુષ્યની સત્તા અને બીજી બાધેલા આયુષ્યની સત્તા એમ બે આયુષ્યની સત્તા જિંદગીના છેલ્લા અમુક ભાગમા જ હોઈ શકે એમ શ્રી પ્રજ્ઞાપના સૂત્રવૃત્તિ વગેરેમા જણાવ્યું છે

૫૩ જ્યોતિષી દેવોને તથા સૌધર્મ-ઈશાન દેવલોકના દેવોને એક તેજોલેશ્યા હોય, ને નવમા આનત દેવલોકથી માડીને ઠેઠ સર્વાર્થ સિદ્ધ વિમાન સુધીના દેવોને એક શુક્લલેશ્યા હોય

૫૪ લબ્ધિપર્યાપ્તા પૃથ્વીકાય-જલ-વનસ્પતિમા ભુવનપતિ-વ્ય તર-જ્યોતિષી-સૌધર્મ-ઇશાન દેવલોકના દેવો ઉત્પન્ન થાય છે, કારણ કે તેમને ઘરેણા, વાવડીનુ પાણી, કમલ વગેરેમા મોહ હોય છે

૫૫ કર્મબ ધમા અને મોક્ષમા મનની ભાવના કારણ છે કહ્યુ છે કે **'मन एव मनुष्याणा कारण बधमोक्षयो ।'**

૫૬ બીજાનુ બૂરુ કરવાની ચાહના કરતા પોતાનુ બૂરુ જરૂર થાય છે સામાનુ બૂરુ કરવુ એ પોતાના હાથમા છે જ નહિ તેમ થવુ એ સામાના કર્મને આધીન છે આવી ભાવનાથી મહાપુરુષો બીજાનુ અનિષ્ટ ન ચિતવતા કર્મફલને વિચારીને સમતાદિ ગુણોની સેવના કરીને સર્વજ્ઞ બની સિદ્ધ થાય છે

૫૭ એવુ એક સુખ છે કે જેમા દુ ખનો અ શ હોય જ નહિ જે કાયમ રહે તથા જે મળ્યા પછી ' એથી ચઢિયાતુ સુખ છે જ નહિ માટે ' બીજા સુખની ઇચ્છા થાય જ નહિ તે સુખને સિદ્ધપરમાત્મા પામ્યા છે

૫૮ કર્મોના અભાવે જ સિદ્ધપરમાત્માને દેહ-આયુષ્ય-કર્મ-પ્રાણ વગેરે હોય નહિ તથા જન્માદિ પણ હોય નહિ

૫૯ એકાવતારી દેવોને દેવાયુષ્યના છેવટના છ માસ બાકી રહે ત્યારે પણ ચ્યવનને સૂચવનારા ચિહ્નો પ્રકટ થતા નથી એમ શ્રી પરિશિષ્ટ પર્વાદિમા પૂજ્ય શ્રી હેમચ દ્રસૂરીશ્વરજી વગેરે મહાપુરુષોએ જણાવ્યું છે

૬૦ જેને તૈજસ શરીર અને કાર્મણ શરીર ન હોય એવો કોઈ પણ સ સારી જીવ હોય જ નહિ

( ચાલુ )

# અમર આત્મમંથન

(ગતાંક પૃષ્ઠ ૪૭ થી શરૂ)

લેખક : અમરચંદ માવજી શાહ.

૧૧ તમારી કોઇ પ્રશંસા કરે તો ફૂલાઈ જશો નહિ, વિરોધ કરે તો રોષ કરશો નહિ પરંતુ કર્ત્તવ્યમાં મશગૂલ રહેજો, કારણ કે દુનિયા દોરંગી છે. કોઈ પ્રશંસક હશે, કોઈ વિરોધક હશે; એ બન્નેમાં સમભાવ કેળવી સત્યના પંથે પ્રવૃત્તિ કરવી.

૧૨ જ્યાં સત્ય છે ત્યાં ડર નથી, ભય નથી. એક અસત્ય સો અસત્ય બોલવાનું નિમિત્ત બને છે. એક સત્ય સો આફતોમાંથી બચાવે છે. સત્ય એ જીવનરૂપી ગ્લોબમાં ઇલેકિટ્રકરૂપી લાઈટ છે. સદા ય નિર્ભય છે.

૧૩ એટલું તો જરૂર સમજી લેજો કે અનિતીનો એક પૈસો આવે છે તો બે પૈસા જતાં પણ છૂટકો થતો નથી. આવે ત્યારે મીઠાં લાગે પણ તેનાં ફળ કડવાં જ પાકે છે અને એ જાય છે એવી રીતે કે દુઃખદાયક રીતે દર્દી બનાવીને, આફતમાં દબાવીને. એ કરતાં નીતિમય ધન પ્રાપ્ત કરવાથી ન દર્દ થાય કે ન પૈસા જાય. સરવાળો સરખો છે.

૧૪ તમે એમ ન માની બેસશો કે મારા જેવા કોઈ નથી, પણ માનમાં રહેજો. ખોટા અભિમાનમાં તણાઇ ન જતા; નહિતર કર્ત્તવ્યપંથ ચૂકી જશો અને એવા ગબડી પડશો કે તમને તમારું જીવન અભિમાનરૂપી મહના ભારથી ભારરૂપ લાગશે. નિરાભિમાની રહેશો તો જીવન શોભશે. નમ્રતા તથા સરળતા અભિમાન દૂર કરવાની ઔષધિ છે.

૧૫ તમે જેવા હો તેથી વધુ કંઇ દમામ ન રાખજો; નહિંતર 'ઢોંગી' નું ઉપનામ સાંપડશે. સંતપુરુષો તેના દમામથી દીપતાં નથી પણ તેમનાં ઉત્તમ આચારથી, પવિત્રચારિત્રથી દીપે છે. તમારામાં પાત્રતા હશે તો સર્વે માનની દૃષ્ટિએ જ નિરખશે.

૧૬ સ્વચ્છ રહેજો, પણ સાદાઈ ન છોડજો. જો જો તમારી કિંમત તમારા વેષથી નહિ અંકાવવા મથતા પણ તમારા ઉત્તમ ગુણોથી એની મેળે જ તમારી કિંમત અંકાશે.

૧૭ કપડાં ઉપર લાગેલો ડાઘ જશે, પણ જીવનમાં લાગેલો કાળો ડાઘ ભૂંસાવો મુશ્કેલ છે. માટે એવો ડાઘ ન પડે તેની ખૂબ સાવચેતી રાખજો. અંતઃકરણમાં પવિત્રતાની સુવાસ ભરજો, વિવેકપૂર્વકનું વર્તન રાખજો.

૧૮ કોઈ પણ માણસ પોતાની મતલબ સાધવામાં મશહૂર હોય છે, માટે કોઇની ગમે તેવી વાતોમાં ભોળવાઇ ન જતા તેમજ પોતાના સ્વાર્થ માટે અવરનું અહિત નહિ કરતા.

૧૯ કોઇ પણ માણસ કોઇ પણ ધર્મનો, કોઇ-પણ આચારવિચારનો હોય તેની સાથે તમારે કાંઇ મતલબ નથી; પરંતુ તેમાં શું સારું છે તે ઉપર જ લક્ષ આપો અને તમારા પ્રેમભર્યા વર્તને સર્વના દિલમાં લાગણી પ્રગટાવી તમારા શુદ્ધ આચારવિચારની હળવી છતાં મૂંગી છાપ પાડો.

૨૦ અન્યના સદ્વિચારો ગ્રહણ કરો, દોષયુક્ત તરફ દુર્લક્ષ સેવો, પરતુ તેની દુગછા કરી વિરોધ નહિ વહોરી લેજો

૨૧ દુ ખમા પણ સુખ માનો રાત્રિ પછી દિવસ ઊગવાનો છે એ સત્ય પ્રત્યક્ષ છે તો દુ ખ પછી સુખ અવશ્ય છે માટે એ સ્થિતિ સમભાવે સહન કરો ઘનઘોર રાત્રિમા પણ માનવજાતે ઇલેક્ટ્રિક લાઇટ પ્રગટાવી તો દુ ખમા શુ સુખની લાઇટ નહિ શોધી શકાય ?

૨૨ સુખ અને દુ ખ એ મનના કારણો છે જે સ્થિતિમા કે જે સજોગોમા જીવન જીવાય તેમા જો સતોષ રખાય તો તેના જેવી સુખની લાઇટ હાલ તો શોધી શકાઇ નથી

૨૩ સુખ એ શુભકર્મનો ઉદય છે અને તે આવવાથી પુન્યનો ખજાનો ખાલી થાય છે, અને દુ ખ એ અશુભ કર્મનો ઉદય છે તે ભોગવી લેવાથી પાપનો ખજાનો ખાલી થાય છે

૨૪ અમૂલ્ય માનવજીવનની એક પણ પળ નિષ્ક્રિયપણે નિરર્થક ચાલી જાય એ પરવડવુ નહિ જોઇએ ગયેલા પૈસા કદીયે પાછા આવે છે પણ ગયેલી પળ મળવી મુશ્કેલ છે

૨૫ મુખથી અપશબ્દ બોલવાની ટેવ નિદ્ય છે એક વખત એવી છૂટ લીધી એટલે કારણ વગરની કુઆદત પડી અનર્થ નીપજાવે છે, જેનો ગદો વારસો બાળકોને પણ જાણ્યે અજાણ્યે મળી જાય છે

૨૬ એક બાળકને અપશબ્દ બોલતા મા-બાપે સાભળ્યો અને બાળક સમજી હસી કાઢ્યું, મોટો થતા તે વલણ ચાલુ જ રહ્યુ અને મા-બાપને પણ ગાળો દેવા લાગ્યો, તેમા દોષ કોનો ?

૨૭ બાળકમા કુટેવના બીજ રોપાય તે પહેલા જ ચીવટ રાખવી બાળપણમા જે ટેવ પડે છે તે તો જીવન સાથે જડાય છે, માટે શરુઆતમા જ સભ્યતાથી બોલવાની ટેવ પડાવજો

૨૮ તમારી પ્રવૃત્તિમા તમારા દેહમદિરનુ ધ્યાન જરૂર રાખજો, કારણ કે આત્મવિકાસનુ એ પરમ સાધન છે એ જીર્ણ કે અશક્ત થશે તો વિકાસ અટકી જશે અને સશક્ત હશે તો કલ્યાણ સાધી શકાશે

૨૯ અમૂલ્ય માનવજીવનને વેડફી નહિ નાખજો કટાળો આવે ત્યારે આરામ લેજો આરોગ્ય નહિ બગાડતા એ એન્જિન જેવા દેહ-મદિરને વ્યવસ્થિત ચલાવવાથી જેમ તે રેલ્વેને ઇચ્છિત સ્થળે પહોચાડે છે તેમ તમને ઇચ્છિત ધ્યેયે પહોચાડવામા મદદગાર થશે

૩૦ દેહનુ સાત્ત્વિક નિર્દોષ આહારથી પોષણ કરજો ( જીવવા માટે, સ્વાદ માટે નહિ ), સયમ સાચવજો સાધકબાધકનો વિવેક રાખજો, છતા રેલ્વે માફક અકસ્માત નડે તો ધ્યેય-સિદ્ધિનો નિશ્ચય દૃઢ રાખી પુનર્જીવનમા એ સાધના ચાલુ રહે તેવી ભાવના ભાવજો ( ચાલુ )



# જીવનની સાર્થકતા અને હીરવિજયસૂરિજી —— ૭

( સં. મુનિશ્રી લક્ષ્મીસાગરજી મહારાજ વિસનગર )

જેમ ઉદયની પાછળ અસ્ત એ નિયમ રહેલ છે તેમ જન્મની પાછળ મરણ અવશ્ય રહેલું છે. રાજા હો કે મહારાજા હો, શેઠ હો કે શાહુકાર હો, ગરીબ હો કે તવંગર હો, બાળક હો કે વૃદ્ધ હો, સ્ત્રી હો કે પુરુષ હો, અરે! સાક્ષાત્ દેવ જ કેમ ન હોય, દરેકને-જન્મ ધારણ કરનારને-વ્હેલા કે મોડાં મરવું અવશ્ય પડે છે. પરન્તુ મરવા મરવામાં ફરક છે. જેઓએ આ સંસારમાં જન્મ ધારણ કરીને પોતાના "**જીવનની સાર્થકતા**" કરી લીધી છે, તેને મરવું એ એક આનંદનો વિષય થઈ પડે છે; કારણ કે તેને એ વાતની ચોક્કસ ખાતરી છે કે મને નિંદ્યન્તુચ્છ માનુષી શરીર છોડીને દિવ્ય શરીર મળવાનું છે. ખરું છે કે-જેને ઝુંપડી છોડ્યા પછી મોટો મહેલ મળવાની ખાતરી હોય તેને ઝુંપડી છોડતાં ખેદ થાય જ નહિ. હવે જે મનુષ્ય પોતાના જીવનની કંઇ પણ સાર્થકતા કરતો નથી. તેને હાય, શું થશે? હાય શું થશે? એવી હાયહાયમાં જ મરવું પડે છે. એટલે આ જન્મમાં જેવી હાય હાય તેવી જન્માન્તરમાં પણ હાય હાય જ રહેવાની.

જીવનની સાર્થકતા જો કોઇમાં રહેલી હોય તો ઉત્તમોત્તમ ગુણોમાં રહેલી છે. દયા, દાક્ષિણ્ય, વિનય, વિવેક, સમભાવ અને ક્ષાન્ત્યાદિ ગુણો એ જ જીવનની સાર્થકતાના હેતુઓ છે. આપણા જગદ્‌ગુરુ "**શ્રી હીરવિજયસૂરિ**" આવા ઉચ્ચતમ ગુણોના ભંડાર હતા એમ કહીએ તો લગારે ખોટું નથી. પોતાની જીવનયાત્રામાં અવારનવાર પડતી તકલીફોને તેમણે જે સહનશીલતાથી સહન કરી છે, તે તેમના જીવનની સાર્થકતાને જ સૂચવે છે. ગુજરાત જેવા રમ્ય અને પરમ શ્રદ્ધાળુ પ્રદેશને છોડીને મહાન કષ્ટો ઉઠાવી ફતેહપુરસીકરી સુધી જવું અને તે પ્રદેશમાં ચાર વર્ષ સુધી રહી અકબર જેવા મુસલમાન સમ્રાટ્‌ને પ્રતિબોધી આખા વર્ષમાં છ મહિના ઉપરાંત જીવહિંસા બંધ કરાવવાનું કાર્ય શું ઓછી જીવનની સાર્થકતા બતાવે છે? આ સિવાય પોતાના સાધુધર્મ ઉપર તેઓની કેટલી આસ્થા હતી, તેઓનો સમભાવ કેવો હતો, એટલી ઊંચી હદે પહોંચવા છતાં તેઓ કેવી નમ્રતા, વિનય, વિવેક અને લઘુતા રાખતા હતા, અને તેઓની ગુરુભક્તિ કેવી પ્રશંસનીય હતી, એ સંબંધી તેમના જીવનમાંથી મળતા પ્રસંગો તરફ જ્યારે ધ્યાન આપીએ છીએ ત્યારે ખરેખર તેમના જીવનની સફળતાને માટે કોઇને પણ આનંદ થયા વિના રહેતો નથી.

"**શ્રી હીરવિજયસૂરિ**" પોતાના સાધુધર્મમાં કેટલા દઢ હતા અને પોતાના જ નિમિત્તે થયેલી વસ્તુઓને નહિ વાપરવામાં કેટલો ઉપયોગ રાખતા હતા તે સંબંધી ઘણા પ્રસંગ જોવામાં આવતા હતા અને ભાવિ શ્રાવકોને ઉપદેશ આપતા હતા. એ મહાપુરુષની જયંતી ઠેર ઠેર ઊજવાય છે. એ જ તેમના જીવનની સાર્થકતા છે.

# ..........વર્તમાન સમાચાર..........

### પંજાબના વર્તમાન.

પટ્ટી નગરમા આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભ-સૂરીશ્વરજી મહારાજ પોતાના શિષ્યપ્રશિષ્યાદિ મુનિમંડળ સહિત ચાતુર્માસ બિરાજવાથી શ્રી સંઘમા અને નગરનિવાસીઓમા ભારે ઉલ્લાસ વ્યાપી રહેલ છે

આચાર્યશ્રીજીની અધ્યક્ષતામા પર્વાધિરાજ શ્રી પર્યુષણા પર્વ સાનંદ સમારોહપૂર્વક આરાધન થયા છે આજકાલની પરિસ્થતિ ગંભીર હોવા છતા ગુજરાવાલા, લાહોર, અમૃતસર, કસૂર, ખાનગા-ડોગરા, જહેલમ, જંડીયાલા, લુધીયાના, અંબાલા, સઢોરા, રાયકોટ, લાયલપુર, ફાજલકા બંગલા વગેરે વગેરે સ્થળોથી સેંકડો શ્રાવકશ્રાવિકાઓ શ્રી પર્યુષણા પર્વ આરાધન કરવા સારુ પધાર્યા હતા એમા બાબુ જ્ઞાનચંદજી સબ જજ જેવા સંભાવિત સદ્‌ગૃહસ્થો પણ સારા પ્રમાણમા હતા

લાલા ચિરંજીલાલજી વૃજલાલજીએ શ્રી કલ્પસૂત્ર અને લાલા નંદલાલજી તીર્થરામજીએ પારણુ પોતાના ઘરે લઇ જઇ રાત્રિજગા-પ્રભાવનાઓ કરી હતી

શ્રી કલ્પસૂત્ર-રથયાત્રાનો ભવ્ય વરઘોડો ચઢ્યો હતો -

શ્રી પર્યુષણાના ત્રણ દિવસ લાલા દીવાનચંદજી કાશીરામજી, લાલા ગોરામલજી શાતિદાસજી, લાલા રૂપલાલજી કસ્તૂરીલાલજીએ જુદી જુદી પૂજાઓ ભણાવી પ્રભાવનાઓ કરી હતી

શ્રી પર્યુષણાના આઠે દિવસ સવારના વ્યાખ્યાન બાદ લાલા તારાચંદજી ચીમનલાલજીએ પ્રભાવનાઓ કરી હતી અને મહાવીરજન્મના દિવસે બાબુ જ્ઞાનચંદજી સબ જજે પણ પ્રભાવના કરી ભક્તિ પ્રદર્શિત કરી હતી

સંવત્સરીના દિવસે બારસાસૂત્ર વંચાયા પછી આચાર્યશ્રીજીની સાથે ચતુર્વિધ શ્રી સંઘે ચૈત્યપરિપાટી કરી હતી તથા સંવત્સરી પ્રતિક્રમણ કરતા ૮૪ લક્ષ જીવાયોનિને ખમાવી હતી

પ્રતિક્રમણ બાદ લાલા મક્‌ખનલાલજી ભાંડા, લાલા કિશોરીલાલજી માલેરકોટલા, લાલા ગોરામલજી શાતિદાસજી પટ્ટીએ પ્રભાવનાઓ કરી હતી

દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણદ્રવ્યની આવક પણ સારી થઇ હતી

તપશ્ચર્યા અઠાઇઓ આદિ પણ સારી થઇ

શ્રી પર્યુષણા પર્વના આઠે દિવસ બહારથી પધારેલ સેંકડો સાધર્મિક બંધુઓની નાસ્તા, બન્ને વખત ભોજન આદિથી ભક્તિ તથા પારણાના દિવસે બહારના અને પટ્ટીનગરના તમામ સાધર્મિક બંધુઓને પારણા કરાવી બપોરે સાધર્મિક વાત્સલ્ય કરી લહાવો લેનાર સ્વર્ગીય લાલા નંદલાલજી નાહરના સુપુત્રો લાલા સુંદરલાલજી, કસ્તૂરીલાલજી, રાજકુમારજી મૂલખરાજજીનો પંજાબ શ્રી સંઘના તરફથી સત્કાર કરતા બાબુ જ્ઞાનચંદજી સબ જજ અને અંબાલા-નિવાસી લાલા હરિચંદજી ઇંદ્રસેનજીએ વિવેચન કરી ધન્યવાદ આપ્યો અને લાલા હરિચંદજી ઇંદ્રસેનજીની પ્રેરણાથી લાલા ખેરાયતીરામજી, ટેકચંદજી જંડીયાલા-નિવાસીએ સોનેરી હાર પહેરાવ્યા હતા

એકંદરે શ્રી પર્યુષણા પર્વ નિર્વિઘ્નપણે આચાર્ય-શ્રીજીની પરમ કૃપાથી ઊજવાયા હતા

બહારના પધારેલા ભાઈઓને વ્યાખ્યાનનો વિશેષ લાભ મળે એટલા સારુ આચાર્યશ્રીજી વ્યાખ્યાન બંધ ન રાખતાં આઠે દિવસની થકાવટ હોવા છતાં વ્યાખ્યાન ચાલુ રાખી ઉપદેશામૃત વહેવડાવ્યે જતા.

પર્યુષણા પર્વ પહેલાં લાલા નંદલાલજીના સુપુત્ર લાલા તીર્થરામજીએ અઠ્ઠાઇ કરી હતી અને પારણાંના દિવસે માસખમણ ( શ્રા. વ. પાંચમ )ના દિવસે તપશ્ચર્યા કરનારા તમામ ભાઇ બહેનોને સાથેજ પારણાં કરાવ્યાં હતાં.

આઠમના દિવસે તપશ્ચર્યા કરવાવાળાઓને લાલા ચિરંજીલાલજી વૃજલાલજીએ પારણાં કરાવ્યાં હતા.

---

પૂજ્યપાદ આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની સુકૃપાથી ગુજરાંવાલા, અમૃતસર, લુધીયાના, અંબાલા, માલેરકોટલા, લાહોર, હુશિયારપુર, શિયાલકોટ આદિ સ્થળોએ પર્વાધિરાજ શ્રી પર્યુષણા પર્વ સાનંદ આરાધન થયાં હતા. પૂજા, પ્રભાવના, તપજપ વગેરે કાર્યો સારાં થયાં હતા. શ્રી કલ્પસૂત્રનું વાંચન થયું હતું, દેવદ્રવ્યાદિની આવક પણ સમયાનુસાર સારી થઇ હતી.

માલેર કોટલામાં શ્રીમાન્ નવાબ સાહેબ સંવત્સરીના શુભ દિવસે કસાઇખાનું, તમામ ભઠ્ઠીઓ, તમામ કારખાનાંઓ, લુહારની દુકાનો બંધ રખાવી અહિંસા પળાવી મહાન પુણ્યોપાર્જન કર્યું હતું.

---

## શ્રી જગદ્ગુરુદેવની જયંતી.

આચાર્યવર્યશ્રી શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજના અધ્યક્ષતામાં પટ્ટીના શ્રી આત્માનંદ જૈન ભવનમાં શ્રી જગદ્ગુરુદેવ શ્રી વિજયહીરસૂરીશ્વરજી મહારાજની જયંતી ઊજવવામાં આવી. શ્રી સંઘે જગદ્ગુરુદેવની પ્રતિકૃતિની વાસક્ષેપથી પૂજા કરી. મુનિ શ્રી વીરવિજયજી, પંડિત સરસ્વતીનાથજી, વૃજલાલજી અને હરિચંદ્ર કાનુગાએ શ્રી જગદ્ગુરુદેવના વિષયમાં વિવેચનો કર્યાં. શ્રી હરિચંદ્ર કાનુગાએ વિવેચન કરતાં પ્રથમ જણાવ્યું કે મેં ઘણા ધર્મોના પુસ્તકો વાંચ્યા છે, ઘણી ધર્મસભાઓમાં જઇ ધર્મગુરુઓના વ્યાખ્યાન સાંભળ્યા છે, પણ મને જે આનંદ આચાર્યશ્રીજીના વ્યાખ્યાનોમાં આવે છે તેવો આનંદ બીજે કયાંય નથી આવતો. આચાર્યશ્રીજીના વ્યાખ્યાનો એકલા જૈનોને માટે જ નથી, પરંતુ આખી હિન્દુ સમાજ અને મુસલમાનોને હિત કરનારા કલ્યાણકારી પણ છે, આચાર્યશ્રીજીના વ્યાખ્યાનો નિષ્પક્ષપાતપણાથી ભરેલાં અજોડ છે. આચાર્યશ્રીજીના આ ચાતુર્માસની યાદગાર માટે એક એવી સભા સ્થાપન થવી જોઇએ કે જેથી સર્વેનું હિત થાય, ઉન્નતિ થાય અને આચાર્યશ્રીજીનું નામ રોશન રહે—પ્રકાશમાન્ રહે. મેં બડે મહારાજજી આત્મારામજી મહારાજજીના દર્શન કર્યાં છે. તેઓના વ્યાખ્યાનો સાંભળ્યાં છે. આચાર્યશ્રીજી તેઓ બડે મહારાજજીનાં સાક્ષાત્ અવતાર જ છે ઇત્યાદિ. બાબુ મુનીલાલે સ્વરચિત ઉર્દૂમાં શ્રી જગદ્ગુરુદેવની સ્તુતિ છંદથી ગાઇ સંભળાવી હતી.

અંતમાં અધ્યક્ષ સ્થાનેથી આચાર્યશ્રીજીએ શ્રી જગદ્ગુરુદેવના જીવનવિષયમાં સુંદર પ્રકાશ ફેંકી ઉપસંહાર કર્યો હતો. બાદ લાલા પંજૂશાહજી નંદલાલજીના તરફથી પ્રભાવના કરવામાં આવી હતી.

---

## અમદાવાદમાં મહાપર્વ.

શ્રી ઉજમબાઇની ધર્મશાળામાં આચાર્ય શ્રી વિજયકુસુમસૂરિજી મહારાજની અધ્યક્ષતામાં શ્રી પર્યુષણ મહાપર્વનું આરાધન સુંદર રીતે થયું હતું. તપશ્ચર્યાઓ સારા પ્રમાણમાં થઇ હતી. વ્યાખ્યાનમાં પણ સેંકડો સ્ત્રીપુરુષોની હાજરી રહેતી હતી.



**નેચર કયૉર–કુદરતી ઉપચાર**—લેખક ગોપાળજીભાઇ ભગવાનદાસ મહેતા એન્જિનીયર પ્રકાશક–વિનયચંદ ગુલાબચંદ શાહ બી એ

અત્યારના જમાનામા હજારો દવાઓ અને સાધનોનો ડૉકટરો–વૈદ્યો ઘણી ખર્ચાળ પદ્ધતિઓ ઉપયોગ કરવા છતા રોગોમા વધારો થતો જ રહ્યો છે અને લોકોનુ આરોગ્ય વધારેને વધારે બગડતુ આવ્યુ છે તે સામાન્ય અનુભવની વાત છે તે સ્થિતિમા જો કોઇ યોગ્ય માર્ગદર્શન કરે અને સાદી તથા ઘણી ઓછી ખર્ચાળ ઉપચાર પદ્ધતિ બતાવે તો તેનો મોટો ઉપકાર માનશે તેવાઓને માટે ઉપરતુ પુસ્તક ઘણુ ઉપયોગી થઇ પડશે લેખક અને પ્રકાશક બનેએ નેચર કયૉર પદ્ધતિથી પોતાનુ આરોગ્ય પાછુ મેળવ્યુ છે તેમ લખે છે તે જોતા સ્વાનુભવ કર્યા પછી પુસ્તકનુ પ્રકાશન અને તેમા બતાવેલા ઉપચારો વધારે વિશ્વાસનીય ગણાવા જોઇએ જો કે કેટલાક ગભીર અને જતુજન્ય ચેપી ગણાતા દર્દોમા કુદરતી ઉપચારના આધારે રહેવુ સલામત નથી તો પણ પુસ્તક અત્યારના મનુષ્ય જીવનમા રોગોના જે મૂળ કારણો રહેલા છે તે અને તેના ઉપાયો સારી રીતે ચર્ચ્યે છે અત્યારના મનુષ્યનો ખોરાક, હવા, પાણી અને પ્રવૃત્તિમા જો કુદરતના ધોરણે સુધારો થાય તો અત્યારના ઘણા રોગોનો કોયડો આપોઆપ ઉકલી જાય અને તે સ્થિતિમા કુદરતી ઉપચાર પદ્ધતિ વધારે બધબેસતી થાય એકદર પુસ્તક ઘણુ ઉપયોગી અને દરેકને કાઇને કાઈ માર્ગદર્શનરૂપ થઇ પડે તેવુ છે પુસ્તકની કિં રૂા બે છે અને તે શ્રી મહોદય ગ્રથમાળા, કે શ્રી મહોદય પ્રિ પ્રેસ દાણાપીઠ–ભાવનગર સ્થળેથી મળે છે

---

***શ્રી મુનિસુવ્રતસ્વામી ચરિત્ર તથા સિદ્ધિદાયક મત્ર અને સ્તોત્ર સગ્રહ.*** લેખકઃ મગળદાસ ત્રિ ઝવેરી પ્રકાશક પ્રાચીન સાહિત્ય ગશોધક કાર્યાલય મુ થાણા કિં રૂા ૫–૦–૦

લેખક મહાશયે ઉપરોક્ત બે જુદા ગ્રથોને એક પુસ્તકરૂપે પ્રગટ કરેલ છે પુસ્તકમાના પ્રથમ ભાગમા કુલ ૧૧૭ પાનામા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીનુ ચરિત્ર તથા નાસ્તિક નમુચી, ચક્રવર્તી મહાપદ્મ અને મહાપ્રભાવક મુનિ શ્રી વિષ્ણુકુમાર વિષે વૃત્તાત આપેલ છે અત્યાર સુધી પ્રગટ થએલ ચરિત્ર કરતા વધારે સપૂર્ણ હકીકત દર્શાવનારા ગ્રથ બહાર પાડવાનો લેખકનો ઉદ્દેશ ગ્રથ વાચતા ભાગ્યે જ સિદ્ધ થયેલો ગણાશે ઉત્સાહી લેખકબધુ પાસેથી ચરિત્રો માટે પ્રાચીન સાહિત્યની વિશેષ તપાસ અને સશોધન, ઊંડા અભ્યાસ, મૌલિકતા અને સગીનતાની આશા રાખી શકાય ગ્રથ સામાન્ય કોટિનો હોવા છતા તેમા આપવામા આવેલ ખાસ જોવા લાયક થાણા દેરાસરમાના કલામય કોતરકામ અને ચિત્રકામના ફોટાઓથી ગ્રથને સુશોભિત કરેલ છે. પુસ્તકમાનો બીજો ભાગ સિદ્ધિદાયક મત્ર અને સ્તોત્ર સગ્રહનો બનેલો છે મત્રસગ્રહ વિપુલ જણાય છે તેમજ લેખકે મત્રો માટે ઘટાકર્ણ, માણિભદ્ર વગેરે આરાધ્ય દેવો તથા નવ ગ્રહો વિગેરેના ફોટા–ચિત્રો આપેલ છે મત્રવિદ્યા એક ઘણી ચમત્કારિક ગુપ્ત

વિદ્યા છે તેથી તે વાંચવા જાણવાને લોકો સહેલાઇથી આકર્ષાય તેમ છે. પણ દરેકે જાણવું જોઇએ કે તે વિદ્યા ફક્ત ગુરુગમ્ય અથવા સિદ્ધ યોગી પુરુષોને જ સાધ્ય થઇ શકે તેમ છે. સામાન્ય માણસો તે પાછળ ફાંફાં મારવાથી પુરુષાર્થને ખોઇ બેસે છે. સ્તોત્ર સંગ્રહમાં નવસ્મરણ, ગ્રહશાંતિ, શ્રી પાર્શ્વનાથ જિનપંજર, ગૌતમસ્વામી વગેરેના સ્તોત્રો વિવેચન સાથે આપેલ છે. પુસ્તકમાં બંને ગ્રંથોના મળી કુલ્લે લગભગ ૨૦૦ પાના અને ૩૦ ફોટાઓ છે તે જોતાં મોંઘવારી છતાં રૂા. પાંચની કિંમત વધુ પડતી ગણાશે. પુસ્તકની છપાઇ, બાંધકામ સુંદર છે. પુસ્તક ઉપરની પ્રકાશક સંસ્થામાંથી મળે છે.

---

**મારી કચ્છયાત્રા**—લેખક: મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી, પ્રકાશક:—શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા, છોટા સરાફા, ઉજ્જૈન. ( માળવા ) કિં. રૂા. ૦–૮–૦.

' મારી કચ્છયાત્રા ' પુસ્તકના લેખક મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી એક વિદ્વાન સિદ્ધવક્તા તેમજ લેખક છે, જેમણે સિંધ પ્રદેશનો વિહાર કરીને જેમ " મારી સિંધયાત્રા " નામનું પુસ્તક લખ્યું હતું તેમ સિંધ પછી મોટે ભાગે જૈન સાધુ મુનિ મહારાજ તરફથી નહિ વિહાર કરાતા કચ્છપ્રદેશમાં વિહાર કરીને કચ્છના જૈન તથા જૈનેતર લોકો ઉપર ઉપકાર કરવા સાથે કચ્છ બહારની જનતાને પોતાના પ્રવાસ તથા અનુભવ જ્ઞાનનો કિંમતી લાભ આપવા માટે આ પુસ્તક પ્રકાશન કરવામાં આવેલ છે. પોતાના સદ્દગુરુ સ્વર્ગસ્થ આચાર્ય શ્રી વિજયધર્મસૂરિના પગલે ચાલી અણખેડાયેલ પ્રદેશોમાં કષ્ટમય વિહાર કરીને મુનિરાજશ્રીએ કચ્છ પ્રદેશ, ત્યાંના જૈનો, ભદ્રેસર વગેરે પ્રાચીન તીર્થો અને બીજા ઘણાં જાણવા લાયક સ્થળો તથા બાબતોના ઉપયોગી ફોટાઓ સાથે પુસ્તકમાં સમાવેશ કર્યો છે. પુસ્તક ઘણું બોધપ્રદ હોવા સાથે રસિક પ્રવાસવર્ણન આપે છે. ત્રણસો ઉપરાંત પાનાના પુસ્તકની કિંમત ફક્ત આઠ આના રાખી છે.

---

**" પાવાગઢથી વડોદરામાં પ્રકટ થયેલા જીરાવલા પાર્શ્વનાથ. "** લેખક: પં. લાલચંદ્ર ભગવાન ગાંધી. પ્રકાશક: અભયચંદ્ર ભગવાન ગાંધી. કીં. રૂા. ૧–૦–૦.

૧૦૮ વર્ષ પહેલાં બનેલી ઘટના વિષે પ્રત્યક્ષ જાણકાર સુપ્રસિદ્ધ જૈન કવિ પં. દીપવિજયજીએ લખેલી કવિતાની હ. લિ. પ્રતિના આધારે સંશોધનપૂર્વક વિદ્વાન પંડિત લાલચંદ્રે ઉપરનું પુસ્તક લખેલ છે. તેમાં પુસ્તકના નામ પ્રમાણે વિ. સં. ૧૧૧૨ માં પાવાગઢમાં પ્રતિષ્ઠિત થયેલા જીરાવલા પાર્શ્વનાથની પ્રતિમાના વિ. સં. ૧૮૮૯ માં વડોદરામાં થયેલ પ્રાદુર્ભાવ વિષે હકીકત–વર્ણન છે. તે સાથે વિદ્વાન લેખકે જીરાવલા પાર્શ્વનાથના મહિમા, મંદિર, યાત્રા–સંઘો વગેરે સંબંધી મળી શકતી ઐતિહાસિક સામગ્રી ઉપર પ્રકાશ પાડ્યો છે; તેમજ પાવાગઢ–ચાંપાનેર સાથે સંકળાયેલ શ્વે. જૈનોના ઇતિહાસ તથા મંદિરો, અને હાલમાં તેનો દી. જૈનોએ લીધેલા કબ્જા વિષે પણ શ્વે. જૈન સમાજનું ધ્યાન ખેંચ્યું છે. ઐતિહાસિક સંશોધન માટેની વિદ્વાન પંડિતજીની યોગ્યતા અને પ્રયાસ પ્રશંસનીય છે. પુસ્તક લેખક અને પ્રકાશક પાસેથી રાવપુરા રોડ, ગંભીરા બીલ્ડીંગ, વડોદરા અથવા હેરીસ રોડ, ભાવનગરના સ્થળેથી મળે છે.



# નેચર ક્યોર ઊર્ફે કુદરતી ઉપચારમાં

## શું શું હકીકતો છે.

| | |
|---|---|
| ૧ અકુદરતી ખોરાક | ૩૭ ક્રૉનિક અજીર્ણ |
| ૨ અજીર્ણ ( ક્રૉનિક અજીર્ણ ) | ૩૮ ક્રૉનિક ડીસીઝ |
| ૩ અનાજ ૪ અપવાસ | ૩૯ ખામીવાળા ખોરાક |
| ૫ અકૂળ મિલન ( જાતિય મિલન ) | ૪૦ ખાવામા અકુદરતી રી ત |
| ૬ અસાધ્ય નામર્દાઇ | ૪૧ ખાંડ અને ચા |
| ૭ અંદરના અવયવો અને તેનુ કામ | ૪૨ ખોરાક અને મર્દાઇ |
| ૮ આકાશ ૯ આચમન | ૪૩ ખોરાકના નિયમો |
| ૧૦ આત્મસત્તા ૧૧ આત્મજ્ઞાન | ૪૪ ખોરાકના ગુણદોષ. |
| ૧૨ આરામ અને ઊંઘ | ૪૫ ખોરાક અને તેની પસંદગી |
| ૧૩ આંખ અને કાનનો દુખાવો | ૪૬ ખોરાક માટે મનુષ્યની ફરજ |
| ૧૪ આંતરડાનો દુખાવો | ૪૭ ખોરાક માટે સામાન્ય સાવચેતી |
| ૧૫ ઊંઘ અને આરામ ૧૬ ઉધરસ | ૪૮ ખોરાક લેવાનો ટાઇમ |
| ૧૭ એક્યુટ ડીસીઝ ( દર્દો ) | ૪૯ ગરમી અથવા ચાંદી |
| ૧૮ ઍબડોમીનલ વેટ બેન્ડેજ | ૫૦ ગદવાડ ૫૧ ગાર્ગલીંગ |
| ૧૯ ઑર્ડિનરી સન બાથ | ૫૨ ગુહ્યેન્દ્રિયના ખાસ વ્યાધિઓ |
| ૨૦ ઑર્ડિનરી હીપ બાથ ૨૧ કંઠોળ | ૫૩ ગુહ્ય ભાગોની સંભાળ |
| ૨૨ કમ્બાઇન્ડ બાથ | ૫૪ ઘઉં ૫૫ ઘા ૫૬ ઘી |
| ૨૩ કમ્બાઇન્ડ બાથ ફોર ચીલ્ડ્રન | ૫૭ ચા અને ખાંડ |
| ૨૪ કમ્બાઇન્ડ વૉકીંગ બાથ | ૫૮ ચાંદા ( હાથપગમા ) |
| ૨૫ કમ્બાઇન્ડ સન બાથ | ૫૯ ચાંદી અથવા ગરમી |
| ૨૬ કાળજાનુ ધડકવુ | ૬૦ ચાંદી અને પ્રમેહ સામે રક્ષણ |
| ૨૭ કુદરતી ઑપરેશન્સ ( દર્દ ) | ૬૧ ચાંદી માટે સંક્ષેપમાં ઉપાય |
| ૨૮ કુદરતી ખોરાક | ૬૨ ચોખ્ખો અને પવિત્ર ખોરાક મેળવવાના ઉપાયો |
| ૨૯ કુદરતી સત્તા ૩૦ કુલીંગ મેથડસ | ૬૩ ચોખા અથવા ભાત. ૬૪ છુપા દર્દો |
| ૩૧ કુલીંગ વેટ પેક બાથ | ૬૫ જાતિય રોગો અને કારણો |
| ૩૨ કુલીંગ વેટ બેન્ડેજ | ૬૬ જીવન એ જ વીર્ય |
| ૩૩ કેક્સ બનાવવાની રીત | ૬૭ જીવનશક્તિ ૬૮ જીવનના સાધનો |
| ૩૪ કોમા બાથ ૩૫ કૉલેરા | ૬૯ ઝેર ( શારીરિક ) |
| ૩૬ ક્યૉરેટીવ-નેચર ક્યૉર | |

( આ ગ્રંથ માટે મુનિમહારાજઓ વગેરેના જે સુંદર અભિપ્રાયો મળે છે તેની નોંધ માસિકમા

(આ ગ્રંથ માટે મુનિમહારાજાઓ વગેરેના જે સુંદર અભિપ્રાયો મળે છે તેની નોંધ માસિકમા આપવામા આવે છે)

ઉભી થતી મુશ્કેલીઓમાંથી ગૃહના વ્યવહારને સરળ બનાવતી, પુત્રોને નીતિનું ઘડતર આપતી માતા આજના ભાંગતા જતા ગૃહજીવનને તો ઉજ્જવળ માર્ગદર્શક સમી છે.

## મુંબઇ સમાચાર—

બાળકોમાં સંસ્કાર રેડવા અને સારી ગૃહકેળવણી આપવા ઇચ્છતા માબાપો તેમજ માબાપ થવાના હોય તે યુવકો અને યુવતિઓએ વાંચવા જેવું છે. બાળકમાં નાનપણથીજ સારા સંસ્કાર પડ્યા હોય તો તેનું પરિણામ રૂડું આવે છે. આ પુસ્તકમાં એ સંસ્કાર કેવી રીતે પડે તે માતા અને પુત્ર વચ્ચે થતી વાર્તા રૂપે સમજાવવામાં આવ્યું છે. માબાપોએ બાળકોને નાનપણથી કેવી તાલીમ આપવી જોઇએ અને ગરીબ અને ખાલી ઘર કેમ ચાલી શકે તે આ પુસ્તક વાંચનારને જરૂર સમજાશે.

## શ્રી જૈન ધર્મ પ્રકાશ—

આપણા નિત્ય-જીવનના પ્રસંગોને આ લઘુ પુસ્તિકામાં સુંદર ઓપ આપી ગુંથવામાં આવ્યા છે. બાળકોને આ પુસ્તકના વાંચનથી નીતિનો બોધપાઠ તેમજ સારા સંસ્કાર મળે તેમ છે. નવલિકાના રૂપમાં રા. સુશીલની કલમથી લખાયેલ હોઇ પુસ્તક વાંચવા લીધા પછી પડતું મૂકવાનું મન થતું નથી. ખાસ કરીને પાઠશાળામાં બાળકો તથા બાળાઓને ઇનામ તરીકે આ પુસ્તકો વહેંચવા પ્રબંધ થાય એ ઇચ્છવાયોગ્ય છે.

## શ્રી આત્માનંદ પ્રકાશ—

આ પુસ્તક જેમ સહજ, સુલભ અને સ્વાભાવિક ઉપયોગી છે તેમ તેમાં માતૃસ્નેહની ઝાંખી પણ છે. નવલકથા તરીકે પણ તેમાં સુંદર સંકલના છે. પ્રકાશકે પોતાના નિવેદનમાં સંસ્કારની જે ઉપયોગીતા બતાવી છે તે પણ આ પુસ્તકના વાંચનથી જાણી શકાય તેવું છે. પ્રકાશક પોતે પણ શિક્ષણ પામેલ હોવાથી તેમણે લખેલું નિવેદન વાંચવા જેવું જણાયું છે. આ સર્વેને વાંચવા ભલામણ કરીએ છીએ: કિંમત બાર આના યોગ્ય છે.

## જૈન—

માતા એટલે એક સંસ્કાર. પુત્ર-ઘડતરનું સંસ્કારધન, કોઇ પણ ગરીબ કે શ્રીમંત માતાને સાંપડી શકે છે. પોતાની ગરીબ 'બા' સ્વામના જીવનને આત્મ-ધનથી કેવું ગૌરવવંતુ બનાવે છે, તેની સુંદર ગુંથણી આ પુસ્તકના એક એક પ્રકરણમાં કરવામાં આવી છે જીવનના. સામાન્ય પ્રસંગો અને નિત્ય વ્યવહાર તરફ સંસ્કારની દૃષ્ટિએ માતા કાળજીભરી ઉછેરથી પોતાના પુત્રોનું જીવન કેટલું ઉચ્ચ બનાવી શકે છે તેના સાદા અને સહજસાધ્ય પ્રસંગો આમાં સુંદર રીતે રજૂ કરવામાં આવ્યા છે. કુટુંબને નંદનવન સમું બનાવવાની પ્રેરણા પાતું આવું અનોખું સાહિત્ય બહુ જ અલ્પ પ્રમાણમાં મળે છે. લેખકને અને પ્રકાશકને આવી સુંદર વાની પીરસવા બદલ ધન્યવાદ આપતા ઇચ્છીએ છીએ કે સંસ્કાર પ્રેમી દરેક કુટુંબ આની એક પ્રત અવશ્ય વસાવે.

લેખક : રા. સુશીલ. શ્રી મહોદય ગ્રંથમાળા, દાણાપીઠ—ભાવનગર.
પ્રકાશક : વિનયચંદ ગુલાબચંદ શાહ બી. એ. મૂલ્ય બાર આના ( પોસ્ટ અલગ )

## સ્વ. શેઠ નરોત્તમદાસ ભાણજીના ધર્મપત્ની બહેન સૂરજબહેનનો સ્વર્ગવાસ.

પાલીતાણાખાતે માસખમણની મહાન તપશ્ચર્યા કરતા બહેન સૂરજબહેન ભગવાન મહાવીરના જન્મવાચન ( ભા શુ ૧ ) ની પ્રભાતે સમાધિપૂર્વક પંચત્વ પામ્યા છે

શ્રીયુત નરોત્તમદાસભાઈ પોતાની ધાર્મિક શ્રદ્ધા અને ઉદારતા માટે સુપ્રસિદ્ધ હતા તેમને પગલે ચાલીને સૂરજબહેન પણ તેવા કોઈ પણ ધાર્મિક કાર્યમા તન, મન અને ધનની સહાય આપતા હતા અને છેવટની ઘડી સુધી શ્રીમતી સૂરજબહેને સાધ્વીજીવન વ્યતીત કર્યું હતુ

પાલીતાણામા સ્થપાયેલ શ્રાવિકાશ્રમની શરુઆતમા તેઓએ તેની પ્રગતિ માટે ખાસ ભોગ આપ્યો હતો તેઓની દેવગુરુધર્મ પરત્વેની શ્રદ્ધા પ્રશસનીય હોવાથી સ્ત્રીવર્ગમા તેમનુ સ્થાન ઉચ્ચ હતુ ઉપધાનવહન, અઠ્ઠાઈ વગેરે અનેક તપસ્યાઓ વિધિપૂર્વક પોતાના જીવનમા છેવટ સુધી કરી હતી ગયા પર્યૂષણમા માસખમણ કર્યુ હતુ અને ચાર દિવસ માત્ર બાકી હતા, દરમિયાન શરીર અસ્વસ્થ થવા લાગ્યુ, પરતુ આત્મામા સ્વસ્થપણુ, સાવધાનતા અને નિર્મળતા વધતી જતી હતી, છેવટે તેમના લઘુબધુ શાહ મણિલાલભાઈની ઉચ્ચારાતા મહામગળકારી નમસ્કારમત્રના મગળધ્વનિ વચ્ચે સમાધિપૂર્વક સૂરજબહેનનો સ્વર્ગવાસ થયો હતો તેથી ભાવનગરની જૈન સમાજના સ્ત્રીવર્ગમાં ખોટ પડી છે તેમના પવિત્ર આત્માને પરમ શાતિ પ્રાપ્ત થાઓ તેમ પરમાત્માની પ્રાર્થના કરીએ છીએ

# શ્રી વાસુપૂજ્ય ( પ્રભુ ) ચરિત્ર.

### ( શ્રી વર્ધમાનસૂરિકૃત )

૫૪૭૪ શ્લોકપ્રમાણ, મૂળ સસ્કૃત ભાષા અને સુદર શૈલીમા વિસ્તારપૂર્વક જુદા જુદા આગમો તથા પૂર્વાચાર્યોકૃત અનેક ગ્રથોમાથી દોહન કરી શ્રીમાન વર્ધમાનસૂરિજીએ સ ૧૨૯૯ ની સાલમા લખેલો આ અપૂર્વ ગ્રથ છે રચનાર મહાત્માની કવિત્વશક્તિ અદ્ભુત છે, તે તેમા આવેલ સર્વ પ્રકારના રસોની પરિપૂર્ણતા જ બતાવી આપે છે તેનુ આ સાદુ, સરળ અને સુદર ભાષાતર છે ઊચા એન્ટીક કાગળો ઉપર સુદર ગુજરાતી અક્ષરોમા છપાય છે

આ ગ્રથમા પ્રભુના ત્રણ ભવો, પાચ કલ્યાણકો અને ઉપદેશક જાણવા યોગ્ય મનનીય સુંદર બોધપાઠો, તત્ત્વજ્ઞાન, તપ વગેરે ગણધરોની વિસ્તૃત હકીકતોના વર્ણનો સાથે પુણ્ય ઉપર પુણ્યાઢ્ય ચરિત્ર, રાત્રિભોજન ત્યાગ અને આદર, બ્રહ્મવ્રત, રોહિણી આદિની અનેક સુદર, રોચક, રસપ્રદ, આહ્લાદક કથાઓ આપેલી છે કે જેમાની એક કથા પૂરી થતા બીજી વાચવા મન લલચાય છે અને પૂરી કરવા ઉત્સુકતા થાય છે તે તમામ કથાઓ ઉપર ગ્રાહ્ય અને સુદર ઉપદેશ પણ સાથે આપેલ છે પ્રભુના ત્રણ ભવોના–જીવનના નહિ પ્રગટ થયેલા જાણવા જેવા અનેક પ્રસગો અને કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી પ્રભુએ સ્થળે સ્થળે વિચરી આપેલ વિવિધ વિષયો ઉપર આદરણીય દેશનાઓ એ તમામ આ ગ્રથમા આપવામા આવેલ છે પ્રભુના વિવિધ રગની સુદર છબીઓ પણ આપવામા આવેલ છે ફોર્મ ૩૫, પૃષ્ઠ સખ્યા ૨૪૦

એકદરે આ ચરિત્ર પહેલેથી છેલ્લે સુધી મનનપૂર્વક વાચવા જેવુ અને પઠનપાઠનમા નિરતર ઉપયોગ કરવા યોગ્ય છે, જેને માટે વિશેષ લખવા કરતા અનુભવ કરવા જેવુ છે

**કિંમત રૂા. ૨-૮-૦ પોસ્ટેજ જુદુ.**

( આ ગ્રથ માટે મુનિમહારાજાઓ વગેરેના જે સુદર અભિપ્રાયો મળે છે તેની નોધ માસિકમા આપવામા આવે છે )

Reg. No. B. 431



( શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ ગુલાબચંદ લલ્લુભાઈએ છાપ્યું—ભાવનગર. )




પુસ્તક ૪૦ મું

સંવત ૧૯૯૯















અંક ૪ થો.

નવેમ્બર

કાર્તિક

પ્રકાશક,

**શ્રી જૈન આત્માનંદ સભા–ભાવનગર.**



## આ અંકમાં



### નવા થયેલા માનવંતા સભાસદો.

૧. શાહ વિનયચંદ મૂળચંદ ભાવનગર ( વાર્ષિકમાંથી ) લાઇફ મેમ્બર.
૨. ભાવસાર નાનચંદ ભગવાનદાસ ,, ,, ,,



### શ્રી જૈન આત્માનંદ સભાના સર્વ માનવંતા સભાસદો તથા ગુરુભક્તોને ખાસ વિનતિ.

સ્વ. પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજનું સ્મરણ નિરંતર સચવાઇ રહે તે માટે તા. ૩૦-૭-૪૨ ના રોજ મળેલી આ સભાની જનરલ મીટિંગે તે મહાપુરુષના સ્મારક માટે એક ફંડ કરવાનો ઠરાવ કરતાં સભાસદોએ નીચે પ્રમાણેની રકમ ફંડમાં ભરી છે. આપ પણ આ ફંડમાં આપનો યોગ્ય ફાળો આપશો.

૮૫૪) ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે થયેલ ફંડ
૪૦) શેઠ ફતેહચંદ ઝવેરભાઇ
૨૫) સલોત જગજીવનદાસ ફૂલચંદ
૧૫) શાહ દીપચંદ જીવણભાઈ
૧૫) શેઠ ભોગીલાલ મહાસુખભાઇ—અમદાવાદ
૧૦) શેઠ ફકીરચંદ કેવળભાઇ ,,
૫) શેઠ કેશવલાલ દલસુખભાઇ ,,
૯૬૪) ( ફંડ ચાલુ છે )




પુસ્તક ૪૦ મુ : આત્મ સ ૪૭ વિક્રમ સ ૧૯૯૯ કાર્તિક :
અક . ૪ થો વીર સ ૨૪૬૯ ઈ સ. ૧૯૪૨ . નવેમ્બર

## જિન સ્તવન.

( તર્જ-ફાવે તે રાગમા )

પ્રભુનુ ધ્યાન ત્યા હોજો, શિરે ફરમાન ત્યા હોજો,
તમારી શિવભૂમિ જ્યા, અમારો વાસ ત્યા હોજો પ્રભુનુ૦

નથી રાગી નિરાગી છે, નથી દ્વેષી ખૂબી જિનની,
રહીશુ ત્યા સેવીશુ ત્યા, જીવન ઉપહાર ત્યા હોજો પ્રભુનુ૦ ૧

ફરજ્યા શ્રી વીરના ચરણો, વતી જ્યા ધ્યાનની હેલી,
જનમ એ ધામમા મારો, દયાના નાથ ત્યા હોજો પ્રભુનુ૦ ૨

અનતુ સુખ જ્યા ભરીયુ, ખૂબી એ પુણ્યભૂમિની,
મોહન! એ ધામ દીખા દો, સુયશ સુખકાર ત્યા હોજો પ્રભુનુ૦ ૩

—સુયશ

# नूतन वर्षाभिनंदन.

## प्रभुप्रार्थना.

દોહરો (ગતવર્ષ)—અઠ્ઠાણું ગઈ આથમી વર્તાવી મહાત્રાસ;
નવ્વાણું આરંભમાં, સ્તવીએ શ્રી અવિનાશ. ૧

હરિગીત છંદ.

ચોતરફ લાગી લાય, દાવાનળ પ્રગટીયો દેશમાં,
ભણકાર જે ભયના હતા, તે ઊમટીયા આવેશમાં;
વસુધા બધી વિલપી રહી, થરથરતી કંપી ઊઠી અરે!
"અઠ્ઠાણુંનો ઇતિહાસ લખતાં, આંખથી આંસુ ઝરે." ૧
જ્યાં જોઈએ ત્યાં વિકૃતિનું, વિષમ વાતાવરણ છે,
લાખો-કરોડો માનવીનાં, દુઃખદ અરર મરણ છે;
કંપી રહે છે કાળજાં, મહાકાળ કોપ્યો છે ખરે,
"અઠ્ઠાણુંનો ઇતિહાસ લખતાં આંખથી આંસુ ઝરે" ૨
રે! રે!! કૃપાળી ભર્તભૂમિ, જગતમાન્ય યશેશ્વરી,
આ શી દશા થઈ તાહરી, હા! "જીવતી, દેખું મરી;"
મહા મોંઘવારી વ્યાપી છે, જન ઉદર શી રીતે ભરે?
"અઠ્ઠાણુંનો ઇતિહાસ લખતાં આંખથી આંસુ ઝરે." ૩

નૂતન વર્ષ.

બસ! કલમ અટકી જા હવે, એ દુઃખદ લેખ લખીશ માં,
ઝટ જા! પ્રભુના શરણમાં, તો સુખ લઇશ ભવિષ્યમાં;
જય જય પ્રભુ જગદીશ્વરા, "કરુણાબ્ધિ" તારું બિર્દ છે,
વિશ્વેશ! એ પદ કયાં ગયું? આજે મહાદુઃખ દર્દ છે. ૪
ચોખૂટ પૃથ્વીમાં ફરકતી, હિંદકેરી જયધ્વજા,
ત્યાં આજ દુઃખની વૃષ્ટિ! એ અમ પાપની નિશ્ચય સજા;
પણ હદ થઈ છે ઓ પ્રભુ! સંતાનની સંભાળ લે,
તારી કૃપાદષ્ટિ થતાં, અટકી જશે સૌ દુઃખદ લે. ૫
પત રાખજે તારી પ્રભુ, અપરાધ સર્વ કરી ક્ષમા,
તુજ હૃદયમાં આ પ્રાર્થના, કરુણાનિધિ કરજે જમા;
આ પત્ર આત્માનંદ પૂર્ણ, પ્રકાશ આશ ધરી કહે,
નવ્વાણુંમાં પૃથ્વીપરે, સુખ સંપતાં વહેનો વહે. ૬

દોહરો—શાંતિ આપો શ્રી પ્રભુ, સ્થળ સ્થળ હો સુખવાસ,
કર જોડીને વિનવે, "શ્રી આત્માનંદ પ્રકાશ." ૨

કવિ રેવાશંકર વાલજી બધેકા.

# મંગલ સુપ્રભાત.

લેખક: મુનિશ્રી હેમેન્દ્રસાગરજી મહારાજ.

नूतने सवत्सरेऽस्मिन् वितरतु कुशलं मानवानामनूनं,
सपत्ति शस्ततरा शुभफलसहिता भक्तिभाजा विशालाम् ।
विघ्नक्षोभं प्रकामं प्रशमयतु सदानन्दवृष्टिं विधत्ता,
त्रैलोक्यत्राणहेतुर्भवभयहरणश्चैशलेय सुदेव ॥ १ ॥

આજે પ્રભાત નૂતન વર્ષનુ !
આશાવાદીઓની નૂતન આશા સમુ,
ઉષાની અદ્‌ભુત ઓઢણીના રંગ સમું,
જ્ઞાનીઓના જ્ઞાનની ઉજ્જ્વલતા ભર્યું.
ધ્યાનીઓના ધ્યાનની મસ્તી સમુ,
આનદદાયક અને અદ્‌ભુત !
આજે પ્રભાત નૂતન વર્ષનું,
આજે પ્રગટ્યુ કેવળજ્ઞાન
લોકાલોક ભાવ હસ્તામલકવત્ ગણનાર,
પ્રભુ મહાવીરના પ્રથમ ગણધર,
ગૌતમસ્વામીના અતરે,
કલ્પના, ભોજન, દેહ, વસ્ત્રે-
નવદર્શન થાય છે આજે,
નૂતન વર્ષના મગલ સુપ્રભાતે,
સૂર્યની કિરણાવલીમા,
મૃદુ મૃદુ પુષ્પ પાખડીઓમા
વૃક્ષની ડોલતી ડાળીઓમા,
વસી છે અનુપમ નવિનતા,
પ્રગટે છે નવિનતા આજે-
ગૃહે ગૃહે, હાટે હાટે
અને માનવોના હૈયે હૈયે-
સુમજીલ શબ્દાવલિ યુક્ત,
સુણાય છે એ સુમધુર, મનોહર
અને દિવ્ય મગીત સ્થાને સ્થાને
પ્રાપ્ત હો, ગૌતમસ્વામીની લબ્ધિ-
અઢળક સપત્તિ, દેશમા, જનપદે,
પ્રતિ રાજમહાલયે . !
" राजाधिपाना शान्तिर्भवतु । "

સુખકર નિવડો નૂતન વર્ષ,
પશુ, પક્ષી અને માનવગણને;
સહાયક હો સદા દેવગણો,
સ્વદેશરક્ષાની પુનિત ભાવનામાં.
ભારતીની વાત્સલ્યતા,
મિષ્ટ ફળ અને મધુર ધાન્યમાં
પ્રાપ્ત હો પ્રત્યેક હિંદવાસીને.
જ્ઞાતિભેદ વર્ણભેદ ભુલાવી
સમભાવ રંગે રંગો નૂતન મંગલ સુપ્રભાત,
પ્રત્યેક ભવિજનના હૃદયને.

"अखण्ड चन्द्रोज्ज्वल कीर्त्तिवल्ली प्रसारतामेतु नविन हायने ।
भव्यात्मनां भावनया विशुद्धया, दिने दिने चन्द्रकलेव चासः ॥ १ ॥

શરદની ચન્દ્ર પ્રભા પ્રમોદમય
શીતલતા આપો પ્રત્યેકના ઉરને.
બુદ્ધિભર્યા દૃઢતાના અજિત ભાવો,
હેમસમી નિર્મળતા લાવો,
રંગભર્યું મંગલ નૂતન સુપ્રભાત,
ભારતવાસીઓના હૃદયે હૃદયે.

शिखरिणी.

प्रियं सत्योपेतं, वचनमनघार्थं शरदियं,
नवीनाशिष्टानां, प्रवितरतु बोधं बहुगुणाम् ।
तपः सिद्धिं दत्तां, शिवसुखकरीञ्चाक्षदमनं,
विघत्तां दुष्कर्मक्षपयतु पुरा सञ्चितमपि ॥ १ ॥

वर्षे वर्षे नूतने सिद्धियोगः, सिद्धौ सिद्धौ शान्तवृत्तिप्रभावः ।
शान्तौ शान्तौ दिव्यदृष्टिप्रसारः, दृष्टौ दृष्टौ तात्त्विकोऽतीवलाभः ॥२॥

कलयतु कमलं यथा विकासं, दिनकरकान्तिमयाप्यवत्सरेस्मिन् ।
जनगण उचित क्रियः प्रकामं, विपुलविभूतिमनिन्द्यनूतनाऽब्दे ॥३॥



# કર્મમીમાંસા

લેખક. આચાર્ય શ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

જૈન શાસનમા કર્મવાદ બહુ વિસ્તારથી વર્ણવ્યો છે, કારણ કે સંસારમા જેટલી વિચિત્રતા જણાય છે તે સઘળી કર્મની કરેલી છે. કર્મ જેવી કોઈ વસ્તુ ન હોત તો સંસારની અસ્તિતાનો સર્વથા અભાવ જ હોત. આ કર્મ પુદ્ગલ પરમાણુઓના અનંતાનંત સ્કંધોને સકર્મક જીવની પ્રેરણાથી અથવા સહાયતાથી નિરંતર કર્મપણે બનાવ્યા જ કરે છે જીવ સકર્મક ક્યારથી થયો છે, તેને સર્વજ્ઞો જાણે છે પણ કહી શકતા નથી, કારણ કે જીવ-કર્મ સંયોગની આદિ નથી પણ સંયોગનો અંત હોવાથી જીવથી કર્મ સર્વથા ક્યારે છૂટા થશે તે કહી શકે છે

જીવ પુદ્ગલ સ્કંધોને કર્મપણે પરિણમાવે છે ત્યારે તે કર્મપરિણત પુદ્ગલ સ્કંધોમા જીવને અનેક પ્રકારની અનુકૂળતા-પ્રતિકૂળતા, સુખ-દુઃખ આદિ ફળ પ્રાપ્ત કરાવવારૂપ સ્વભાવ, કેટલા કાળ સુધી જીવની સાથે કર્મના સંબંધથી જોડાઇ રહેવુ તે સ્થિતિ, તીવ્ર કે મંદ ફળ આપવારૂપ રસ અને કર્મરૂપે પરિણમેલા પુદ્ગલોની સંખ્યા, વજન. આ પ્રમાણે કર્મપણે પરિણમતી વખતે અને આત્માની સાથે એકમેક થવારૂપ બંધ પડતી વખતે પુદ્ગલ સ્કંધો ચાર અવસ્થાઓ ધારણ કરવાવાળા થાય છે. તેમજ આત્માની સાથે બંધાતી-જોડાણ થતી વખતે અધ્યવસાયની તારતમ્યતાના અંગે ત્રણ પ્રકારે બંધાય છે

એક બંધ એવો નબળો હોય છે કે જે પશ્ચાત્તાપ કરવામા આવે તો તરત છૂટી જાય છે બીજો બંધ એવા પ્રકારનો હોય છે કે પ્રાયશ્ચિતથી છૂટી જાય છે અને ત્રીજો બંધ એવા પ્રકારનો હોય છે કે ભોગવ્યા વગર છૂટતો નથી

પુદ્ગલ સ્કંધો આત્મપ્રદેશો સાથે મળી કર્મપણે પરિણત થયા પછી, ઉદયમા આવ્યા વગર છૂટા પડી કર્મસંજ્ઞાને છોડી શકતા નથી ઉપર બતાવેલા ત્રણ પ્રકારમાથી ગમે તેવા પ્રકારના કર્મ કેમ ન હોય? અને તેને કર્મ સંજ્ઞાથી મુક્ત કરવાને ગમે તેટલા પ્રયત્નો કેમ ન કરવામા આવે પણ ઉદયમા આવ્યા વગર તો આત્માથી અલગ થઈ શકતા નથી હા, એટલુ તો બની શકે છે કે કેટલાક કર્મ નબળા હોય છે તે પશ્ચાત્તાપથી કે પ્રાયશ્ચિત્ત કરવાથી ભોગવવા પડતા નથી

આ સ્થળે અવશ્ય શંકા થશે કે ઉદયમા આવે અને ભોગવવા ન પડે એ કેમ બને? પણ આમા શંકા કરવા જેવુ કાંઈ જ નથી, કારણ કે ઉદય બે પ્રકારનો છે એક વિપાક ઉદય અને બીજો પ્રદેશ ઉદય આ બન્ને પ્રકારના ઉદયમાથી વિપાક ઉદય તે ભોગવવુ-અનુભવ થવો, સુખદુઃખ આદિનુ વેદવુ જેને આત્મા સારી રીતે જાણી શકે અને પ્રદેશ ઉદય તે જેનો આત્માને લેશ માત્ર પણ અનુભવ ન થવો, તે પછી શુભ હોય કે અશુભ

હોય, પણ પ્રદેશ ઉદય વખતે આત્માને જરા ય સુખદુઃખ થતું નથી. આ બન્ને પ્રકારના ઉદય નિરંતર ચાલુ જ રહે છે અને તે એક સાથે જ થયા કરે છે; તેમાંથી વિપાક ઉદયનો આત્મા અનુભવ કરે છે અને તેજ સમયે થતા પ્રદેશ ઉદયને આત્મા જાણી શકતો નથી. કારણ કે પ્રદેશ ઉદયમાં બિલકુલ રસ હોતો નથી અને વિપાક ઉદયમાં દળીયાં રસથી ભરેલાં હોય છે. રસવાળાં કર્મ પુદ્ગલનો ઉદય તે વિપાક ઉદય અને નિરસ બનેલાં કર્મદળનો ઉદય તે પ્રદેશ ઉદય. એમ તો બન્ને ઉદય આત્મપ્રદેશમાં જ થાય છે પણ વિપાક અને પ્રદેશનો ભેદ પાડનાર ઉપર જણાવેલ રસ અને સ્થિતિ જ છે. રસ અને સ્થિતિ વિહીન તે પ્રદેશ ઉદય, અને રસ અને સ્થિતિ સહિત તે વિપાક ઉદય. ઓછામાં ઓછા રસ અને ઓછામાં ઓછી સ્થિતિવાળું કર્મ કેવળજ્ઞાની તીર્થંકર ભગવાન બાંધે છે. પ્રથમ સમયે બાંધે, બીજે સમયે વેદે અને ત્રીજે સમયે નિર્જરે. શેષ સર્વ જીવો વધુ રસ અને વધુ સ્થિતિવાળાં કર્મ બાંધે છે. અધ્યવસાય શૂન્ય કેવળ કાયયોગથી બંધાતાં કર્મમાં મિથ્યાત્વ, અવિરતિ, અને કષાયના અભાવે અલ્પ સ્થિતિ અને અલ્પ રસ હોય છે. અને બંધમાં વિચિત્રતા હોતી નથી. અર્થાત્ તીર્થંકર માત્ર કર્મ બાંધવામાં સરખા સ્થિતિવાળા હોય છે. સઘળા ય ત્રિસામયિક સ્થિતિવાળા હોય છે. પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિતથી છૂટી જવાવાળા નબળા બાંધાવાળાં કર્મો ભોગવવા પડતાં નથી અર્થાત્ તેનો વિપાક ઉદય ટળી શકે છે; પણ પ્રદેશ ઉદય તો થાય જ છે. પ્રદેશ ઉદય થયા સિવાય પુદ્ગલસ્કંધોની પડેલી કર્મસંજ્ઞા ટળી શકતી નથી. કર્મક્ષય એટલે વિપાક ઉદય અથવા પ્રદેશ ઉદય થઇ આત્મપ્રદેશોથી છૂટા પડી જવું. મજબૂત બાંધાનાં કર્મ કે જેને નિકાચિત અવશ્ય ભોગ્યત્વ, વિપાક ઉદયમાં અવશ્ય આવવાળાં કહેવાય છે. તેને પણ ક્ષપક શ્રેણીમાં વર્તતા મહાપુરુષો શુક્લધ્યાનદ્વારા તે નિકાચિત કર્મમાં રહેલા સ્થિતિ તથા રસનો ઘાત કરી વિપાક ઉદયની શક્તિથી હીન કરી નાંખે છે; જેથી કરી તે કર્મો વિપાક ઉદયમાં ન આવતાં પ્રદેશ ઉદય થઈને ખરી પડે છે.

પશ્ચાત્તાપ, પ્રાયશ્ચિત્ત અને શુક્લધ્યાનરૂપ પ્રયત્નથી કર્મમાત્રનો વિપાક ઉદય ટળી શકે છે. અર્થાત્ ટાળ્યાં ટળી શકે છે. પ્રદેશ ઉદય તો કર્મ માત્રનો થવાનો જ. આ પ્રદેશ ઉદય તો કોલુમાં પીલી નાખેલી શેરડીના છોડા ચૂસવા જેવો હોય છે, અને વિપાક ઉદય તે રસવાળો શેરડીનો સાંઠો ચૂસવા જેવો હોય છે. પ્રદેશ ઉદય નિરસ અને વિપાક ઉદય સરસ જાણવો. અથવા ઔદયિક ભાવથી, ઔપશમિક ભાવથી કે ક્ષાયોપશમિક ભાવથી થવાવાળા જીવના પ્રયત્ન વગર કાંઈ પણ બની શકતું નથી. શુભાશુભનો ઉદય ટાળવા માટે જીવને પ્રયત્ન અવશ્ય કરવો પડે છે. ઔપશમિક ભાવ એટલે મોહનીય કર્મનું સત્તામાં દબાઈ જવું. ક્ષાયોપશમિક ભાવ એટલે ઉદય થયેલાનું ક્ષય થવું અને સત્તામાં રહેલાનો ઉદય ન થવો અને ઔદયિક ભાવ તે કર્મનું ઉદયમાં આવવું. ચાર ગતિઓ અનેક પ્રકારની આકૃતિઓ વગેરે ઔદયિક ભાવમાં આવી જાય છે. જેમ જીવને કર્મ બાંધવામાં પ્રયત્ન કરવો પડે છે, તેવી જ રીતે કર્મથી છૂટવામાં પણ પ્રયત્ન કરવો પડે છે અને પૂર્વે બતાવેલા પ્રયત્નોથી વિપાક ઉદય ટળી જઈ પ્રદેશોદય થઈ શકે છે અર્થાત્ ટાળ્યાં ટળી શકે છે. કેવળજ્ઞાનીઓ જે પ્રયત્નથી કર્મ છૂટવાનાં હોય છે તે જાણી શકે છે, અને તદનુસાર આત્માઓ પ્રયત્ન કરે છે. કેટલાક જીવો કર્મને ઉદયમાં લાવવાનો પ્રયત્ન કરે છે, તે હું દુઃખ ભોગવું એવા આશયથી નથી કરતા પણ ઉદયાધીન થઈને મને સુખ

થાઓ એવા આશયથી કરે છે અને કર્મ ઉદયમા આવી, ભોગવાઇ નિરસ થઇને ખરી પડે છે જીવમાત્રની ત્રણ કાળની પ્રવૃત્તિને કેવળજ્ઞાનીઓ જાણે છે અને જીવો પણ તમના જાણવા પ્રમાણે વર્તે છે

'પુરુષાર્થ કરશે કે નહી કરે તે' સઘળુ જ્ઞાનીઓ જાણે છે અને તેજ પ્રમાણે થાય છે વિપાક ઉદયનો પ્રદેશ કરવાનો પ્રયત્ન, વિપાક ઉદયમા લાવવાનો પ્રયત્ન, ઉદયમા આવેલાને ક્ષય કરવાનો પ્રયત્ન વગેરે વગેરે પુરુષાર્થો જ્ઞાનીઓના જ્ઞાનથી બહાર હોતા નથી ત્રિવિધ તાપ( દુ ખ કર્મ )ના વિપાક ઉદયને ક્ષય કરવા દ્રવ્ય પુરુષાર્થ ( અનેક પ્રકારના વ્યસાયરૂપ ) અને ભાવ પુરુષાર્થ–તપ જપ, આદિ જીવ-માત્ર કરી રહ્યા છે

સ સારમા જેટલા ભાવો થયા છે, થાય છે અને થશે તે સર્વે જ્ઞાનીના જાણવા પ્રમાણે જ છે આપણને જે કાઇ વિચારો ઉત્પન્ન થાય છે તે કર્મની પ્રેરણાથી થાય છે અને તેને સર્વજ્ઞો જાણે છે કેટલાક કહી દે છે કે જ્ઞાનીએ જોયુ હશે તેમ થશે, એમ માનીને પુરુષાર્થહીન થાય છે અને કેટલાક જ્ઞાનીઓએ શુ જોયુ છે તેની આપણને શી ખબર પડે, એમ માની પુરુષાર્થ કરે છે એ સઘળુયે જ્ઞાનીઓના જ્ઞાન બહાર તો નથી જ સ સારમા હિન્દુ–સમાજમા એવી માન્યતા છે કે જે કાઇ થાય છે તે પ્રભુની પ્રેરણા સિવાય થતુ નથી ઇસ્લામ ધર્મમા ખુદાના હુકમ સિવાય ઝાડનુ પાદડુ પણ હાલતુ નથી એવી માન્યતા છે ત્યારે જૈન સમાજમા પ્રભુએ જ્ઞાનમા જોયુ છે તેમ થાય છે, તેમા જરાયે ફેર પડતો નથી તાત્પર્ય કે દુનિયાના અન્ય ધર્મો પ્રભુને પ્રેરક માને છે, ત્યારે જૈન ધર્મ પ્રભુને પ્રકાશક માને છે અને કર્મને પ્રેરક માને છે બસ, એટલો જ ફરક રહે છે.

જીવ, કર્મની પ્રેરણાથી કાર્ય કરે છે કાર્ય માત્રમા કર્મની પ્રેરણા હોય છે કેવળજ્ઞાનીએ જ્ઞાનમા જોયુ હોય તેમ થતુ હોય તો પ્રયત્નને અવકાશ કયાથી ? આ વિચાર પણ કર્મની પ્રેરણાથી અને પ્રભુના જાણવા પ્રમાણે થયો પ્રભુએ આજ પ્રમાણે જાણ્યુ હતુ કે અમુક વ્યક્તિને અમુક ટાઇમે અમુક વિચાર ઉત્પન્ન થશે તેમજ કર્મના વિપાકોદયને ટાળવા પ્રયત્ન કરનાર વ્યક્તિના આશય અને પ્રવૃત્તિને પણ જાણતા જ હતા

જો આપણને અમુક કર્મ ભોગવવુ પડશે એવુ જ્ઞાનીએ જોયુ હોય તો આપણને કર્મને ખસેડવા પ્રયત્ન સૂઝે જ નહિ, અને અમુક પ્રયત્નથી અમુકના અમુક કર્મ ટળી જશે એવુ જોયુ હોય તો તે વ્યક્તિ અવશ્ય પ્રયત્ન કરી કર્મ ટાળ્યા વગર રહેતો નથી અમુક વ્યક્તિ અમુક પ્રયત્ન કરશે પણ તેને નિષ્ફળતા પ્રાપ્ત થશે તો તે ભાવ પણ તેમ થયા વગર રહેતો નથી તાત્પર્ય કે ત્રિવિધ તાપ પ્રયત્નથી ટાળ્યા ટળી શકે છે અને નથી પણ ટળતા બન્નેમા જ્ઞાનીઓને યથાર્થ જ જ્ઞાન હોય છે જ્ઞાનીઓએ શુ જોયુ છે તે અલ્પ જીવ જાણી શકતો નથી, પણ અનુમાન કરી શકે છે કે મારી પ્રવૃત્તિ તથા અપ્રવૃત્તિ, સફળતા અને નિષ્ફળતા વગેરે કાયિક, માનસિક, વાચિક પ્રવૃત્તિઓ જ્ઞાનીઓની જાણ પ્રમાણે જ થાય છે આટલા ઉલ્લેખથી કઈક સમાધાન થશે જ કે જ્ઞાનીઓના જાણવા છતા પુરુષાર્થને અવકાશ તો છે જ જ્ઞાનીઓનુ જ્ઞાન પુરુષાર્થમા આડુ આવી શકતુ નથી, તેમજ આપણે પણ જાણી શકતા નથી કે જ્ઞાનીઓએ આપણા માટે જ્ઞાનમા શુ જોયુ છે ? તેથી પણ પુરુષાર્થને અવકાશ છે જ

બીજી એક બાબત સમાજમા દૃષ્ટિગોચર થાય છે અને તે એ છે કે દુખને ખસેડવા

# પરમાર્થસૂચક વસ્તુવિચાર સંગ્રહ

સંગ્રાહક ને યોજક: **મુનિશ્રી પુણ્યવિજય ( સંવિજ્ઞપાક્ષિક ) અમદાવાદ.**

સ્યાદ્‌વાદ સિદ્ધાન્તનો ઉદ્દેશ એ જ છે કે કોઈ પણ સમજદાર વ્યક્તિ કોઈ વસ્તુના વિષયમાં સિદ્ધાન્ત નિશ્ચિત કરતી વખતે પોતાની પ્રામાણિક માન્યતાઓને ન છોડે; પરંતુ અન્યની પ્રામાણિક માન્યતાઓનો પણ આદર કરે. ૧.

સ્યાદ્‌વાદ સિદ્ધાન્ત હૃદયની ઉદારતા, દૃષ્ટિની વિશાળતા, પ્રામાણિક મતભેદની જિજ્ઞાસા અને વસ્તુના વિવિધપણાના ખ્યાલ પર જ છે. ૨.

સ્યાદ્‌વાદી એટલે 'આ પણ સાચું ને તે પણ સાચું' 'આમે ખરું ને તેમે ખરું' એમ અવ્યવસ્થિત વિચારવાળા નથી હોતા. સ્યાદ્‌વાદ તેમ માનવા કે મનાવવા કહેતો પણ નથી; ઊલટું તે તો એક દૃષ્ટિને સ્થિર કરીને અનેક દૃષ્ટિએ વસ્તુને જોવાનું કહે છે.૩.

જેમ અનેકાન્તદષ્ટિ એ એકાન્તદષ્ટિ ઉપર પ્રવર્તતા મતાંતરોના અભિનિવેશથી બચવાની શિક્ષા આપે છે, તેમ તે અનેકાંતદષ્ટિને નામે બંધાતા એકાંત ગ્રહોથી બચવાની પણ શિક્ષા આપે છે. જૈન પ્રવચન અનેકાંતરૂપ છે એમ માનનાર પણ જો તેમાં આવેલા વિચારોને એકાંતરૂપે ગ્રહણ કરે, તો તે સ્થૂલ દષ્ટિએ અનેકાંતસેવી છતાં તાત્ત્વિક દષ્ટિએ એકાંતી જ બની જાય છે. ૪.

જેમાં અનેકાંતદષ્ટિ લાગુ કરવી હોય તેનું સ્વરૂપ બહુ બારીકીથી તપાસવું. તેમ કરવાથી સ્થૂલ દષ્ટિએ દેખાતા કેટલાક વિરોધો આપોઆપ શમી જાય છે અને વિચારણીય વસ્તુનું તાત્ત્વિક સ્વરૂપ ચોક્કસ રીતે ધ્યાનમાં આવે છે. ૫.

જૈન ધર્મની ટૂંકી વ્યાખ્યા એટલી જ કે જેમાં સ્યાદ્‌વાદ–અનેકાંતવાદ રહેલો છે. કોઈનો પણ પક્ષપાત નથી અને સર્વથા અવિરુદ્ધ ને અવિસંવાદી છે. તે ધર્મને શ્રી જૈનધર્મ કહેવાય છે. ૬.

સઘળા દર્શનકારો શબ્દથી સ્યાદ્‌વાદને નહિ માનવા છતાં અર્થથી સ્યાદ્‌વાદ ચક્રવર્તીની

---

બાહ્ય પ્રવૃત્તિઓ તથા અભ્યંતર પ્રવૃત્તિઓ આદરાય છે. તેવી જ રીતે સુખને ખસેડવા અભ્યંતર કે બહારની પ્રવૃત્તિ આદરાતી નથી. દુ:ખને ખસેડવા સૌ કોઈ પ્રયત્ન કરે છે પણ સુખને ખસેડવા કોઈ પણ પ્રયત્ન કરતું નથી. જેમ દુ:ખ કર્મ છે તેમ સુખ પણ કર્મ છે, છતાં અનાદિ કાળની વાસનાથી દુ:ખ સૌને અપ્રિય લાગે છે અને સુખ પ્રિય લાગે છે. એટલે દુ:ખને લક્ષમાં રાખીને દૂર કરવા પ્રયત્ન કરાય છે; છતાં એ જ પ્રયત્નથી સુખ પણ ખસી જાય છે. જે પ્રયત્નથી દુ:ખ ખસે છે તે જ પ્રયત્નથી સુખ પણ ખસી શકે છે. અનેક જીવોને દુ:ખ આપી સુખી બનવા, કરવામાં આવતા પ્રયત્નથી સુખ પણ ખસી જાય છે, અથવા પૌદ્‌ગલિક સુખની આશાથી કરવામાં આવતા જપતપરૂપ પ્રયત્નથી પુન્યકર્મ બંધાય છે અને તેથી આત્મિક સાચું સુખ આવરાઇ જાય છે આ સઘળો એ કર્મનો જ વિલાસ છે.

આજ્ઞાને સીધી કે આડકતરી રીતે સ્વીકાર કર્યા વગર ચાલતુ નથી ૭

દરેક ધર્મ પોતપોતાના સ્થાને અપેક્ષાએ સાચા છે એમ માનવુ, પણ તેથી 'બધા ધર્મો સરખા છે' એમ સિદ્ધ થતુ નથી બધા ધર્મોના ચઢતા ઉતરતા દરજ્જા અવશ્ય છે સાધકે પોતાને આત્મોન્નતિને યોગ્ય ઉચ્ચ કોટિનો ધર્મ કયો તેની સ્વય શોધ કરવી જોઇએ અને મધ્યસ્થ દૃષ્ટિથી–પક્ષપાતરહિતપણે જે શોધાય તેને સ્વીકારવા તત્પર રહેવુ જોઇએ ૮

વેદાદિ અન્ય શાસ્ત્રોમા જે પરસ્પર અવિરુદ્ધ અને અવિસવાદી ઉપદેશો મળી આવે છે, તે શ્રીજિનાગમરૂપી મહાસાગરમાથી ઊછળેલા વચનરૂપી બિદુઓ છે ૯

દુનિયામા કોઈ નીતિમાન માણસના ચોપડા શકાશીલ કે ખોટા છે, એમ કોઈ કહે તો ગુન્હેગાર ગણાય છે, તો સર્વજ્ઞ ભગવાન જેવા પરમ જ્ઞાનવાન પરમાત્માના વચનમા શકા ધારણ કરનારો, તેને ખોટા કહેનારો ગુન્હેગાર કેમ ન ગણાય ? ૧૦

સ્વય સત્યવાદી ન બનવુ એ જેટલો ગુન્હો છે એના કરતા પણ જેઓ સત્યવાદી છે એમના પ્રત્યે અસદ્‌ભાવ ધારણ કરવો એ મોટો ગુન્હો છે અને અસદ્‌ભાવ થાય એવુ પ્રવર્તન કરવુ એ તેથી પણ મોટો ગુન્હો છે ૧૧

અસત્યવાદી જીવ સત્યવાદી થઈ શકે છે, પણ સત્યવાદી પ્રત્યે અસદ્‌ભાવ ધારણ કરનારો કદી પણ સત્યવાદી બની શકતો નથી ૧૨

વસ્તુનુ ફળ સમજે પણ સ્વરૂપ ન સમજે તો ઇષ્ટની સિદ્ધિ થઈ શકતી નથી હીરા, મોતી કે પન્નાની કિંમત સમજે પણ સ્વરૂપ ન સમજે તો ઠગાયા વગર રહે નહિ, તેવી જ રીતે ધર્મના સ્વરૂપનુ યથાર્થ જ્ઞાન મેળવવુ જોઇએ અને એ મેળવે તો જ યથાર્થ ધર્મની પ્રાપ્તિ થાય, અન્યથા ઠગાવાનુ થાય ૧૩

ભગવાન કેવળજ્ઞાનીઓના અવિરોધી એવા વચનોના અનુસારે મૈત્રી આદિ સાત્ત્વિક ચાર ભાવનાઓવાળુ જે પ્રવર્તન થાય તે ધર્મ છે, અને એ વચનોને અનુસારે મૈત્રી આદિ ચાર ભાવનાઓવાળુ જીવન જેઓ જીવે તેઓ યથાર્થ ધર્મી છે ૧૪

આત્મશ્રેયકારી લોકોત્તર ઉપકારી ધર્મસાધનાને લગતા કાર્યોની સિદ્ધિ શ્રદ્ધાવિના થવી અશક્ય છે, એ જ કારણે મુક્તિમાર્ગના વર્ણનમા જ્ઞાન અને ચારિત્રની પણ પહેલા દર્શન યા શ્રદ્ધાની જરૂરિયાત ઉપર ભાર મૂક્યો છે ૧૫

કૃષિક્રિયાને વિકસાવવામા મુખ્ય હેતુ જેમ પાણી છે, તેમ જ્ઞાન, ચારિત્ર કે ધર્મ નિમિત્તક અનુષ્ઠાનોને શોભાવનાર, દીપાવનાર કે વિકસાવનાર મુખ્ય હેતુ શ્રદ્ધા છે શ્રદ્ધા જ્ઞાનને શોભાવે છે, ચારિત્રને દીપાવે છે અને ક્રિયાઓને વિકસાવે છે અથવા તો તે સર્વની સફળતા માટે શ્રદ્ધા એ એક અનિવાર્ય વસ્તુ છે ૧૬

ધર્મોન્નતિ અને તેને પરિણામે થતી વિશ્વોન્નતિ મેળવવી હોય, તો બીજા પ્રયત્નોને ગૌણ બનાવી સમ્યક્ શ્રદ્ધાને સુદૃઢ બનાવવાના પ્રયત્નોને જ અગત્ય આપવાની જરૂર છે ૧૭

શ્રદ્ધાને સુદૃઢ બનાવવાનો સહેલામા સહેલો અને સર્વોત્તમ ઉપાય યોગ્ય ધર્માધિકારી પુરુષોના મુખે સમ્યગ્જ્ઞાનના ભડારસમા શ્રી જિનાગમોનુ શ્રવણ કરવુ એ છે આ જ કારણે બુદ્ધિના આઠ ગુણ પૈકી શુશ્રૂષા ગુણને વધુ વજન આપવામા આવ્યુ છે ૧૮

શ્રદ્ધાની સાથે શુશ્રૂષાદિ બુદ્ધિના ગુણો ભળે તો જ શ્રદ્ધાની સ્થિરતા ને દૃઢતા રહે છે, પરતુ એકલી બુદ્ધિ કાર્યકર નીવડતી નથી શ્રદ્ધાની મુખ્યતા ને બુદ્ધિની ગૌણતા સમજવી. ૧૯

જ્ઞાન અને ક્રિયામા જ્ઞાન જો કે મુખ્ય છે, તો પણ કાર્યસિદ્ધિમા ક્રિયાની અનિવાર્ય જરૂર છે ૨૦

કેવળજ્ઞાની ભગવંતો પણ સર્વ સંવરરૂપ ચારિત્ર યા ક્રિયાને પામ્યા વગર પરમપદને પામી શકતા નથી, તો પછી બીજાની તો વાત જ શી ? મતલબ કે સમ્યગ્જ્ઞાન અને સંવરના સાધનરૂપ સમિતિ ગુપ્તિ આદિ સમ્યક્ક્રિયા એમ ઉભયથી મોક્ષ છે પણ એઉમાંથી એકના અભાવમાં મોક્ષ નથી. ૨૧.

આત્માની શક્તિઓનો એક સરખો વિકાસ સાધ્યા વગર કોઈ પણ ફળ પ્રાપ્ત કરી શકાય નહિ એની શક્તિઓ મુખ્ય બે છે: એક ચેતના અને બીજું વીર્ય. એ બન્ને શક્તિઓ અરસ-પરસ એવી સંકળાયેલી છે કે એકના વિના બીજાનો વિકાસ અધૂરો જ રહી જાય છે તેથી બન્ને શક્તિઓ સાથે જ આવશ્યક છે. ચેતનાનો વિકાસ એટલે જ્ઞાન મેળવવું અને વીર્યનો વિકાસ એટલે જ્ઞાન પ્રમાણે જીવન ઘડવું. જ્ઞાન અને ક્રિયા એ બન્ને એકાંતા અર્થાત્ જીવનના છૂટા છૂટા છેડાઓ છે. એ બન્ને છેડાઓ ગોઠવાય તો જ તે ફળસાધક બને, અન્યથા નહિ. આ બાબતમાં અંધ-પંગુ ન્યાય પ્રસિદ્ધ છે. ૨૨.

શ્રી જૈન શાસ્ત્રરૂપી રથને નિશ્ચયનય અને વ્યવહારનય એમ બે ચક્રો છે. જેઓ એ બે ચક્રોમાંથી એક પણ ચક્રનો ઇન્કાર કરનારા હોય અગર તેમ નહિ તો એકમાં જ રાચતા હોય તેઓ અને એ ઉભયનો યથાસ્થિત સ્વીકાર ને અમલ નહિ કરનારાઓ બન્ને ય પણ એ રથને ભાંગી નાંખવાનું પાપ કરનારા છે. ૨૩.

જ્ઞાન ગમે તેટલું મેળવ્યું હોય પણ સમ્યક્ ચારિત્ર સિવાયનું જ્ઞાન પાંગળું છે. જેમ પાંગળો માણસ ભલે દેખતો હોય; પરંતુ પગ વિના બળતા અગ્નિ પાસેથી ઇષ્ટ સ્થાને જઈ શકતો નથી તેમ જ્ઞાનીઓ જ્ઞાનબળે ભલે દેખતા હોય પણ ચારિત્રક્રિયારૂપ પગ વગર સંસારદાવાનળ-થી બચી ફરી મુક્તિ મુકામે જઇ શકતા નથી. ૨૪.

ક્રિયા કરવામાં પોતાનું કે બીજાનું જ્ઞાન જો કે માર્ગદર્શક બને છે, પરંતુ ક્રિયાત્મક ફાયદો મેળ-વવા માટે ક્રિયા તો પોતે જ કરવી પડે છે. ૨૫,

પંચપરમેષ્ઠિમાં એકલા જ્ઞાનીને નહિ, પણ જ્ઞાન મુજબ અમલમાં મૂકનારને જ સ્થાન આપ્યું છે. આચરણ વિનાના મહાજ્ઞાનીઓ-અવધિ આદિ જ્ઞાનને ધારણ કરનારાને પણ સ્થાન નથી. ૨૬.

અધ્યાત્મની વ્યાખ્યા જણાવતાં શાસ્ત્રકાર મહારાજે કહ્યું છે કે: '**आत्मानमधिकृत्य पंचाचार चारिमा**' આત્માને ઉદ્દેશીને જે પાંચે આચારની સાધના કરવી તેનું નામ અધ્યાત્મ કહેવાય છે. આ વ્યાખ્યા જ જણાવે છે કે ભાવ-ચારિત્ર ટકાવવાને દ્રવ્યચારિત્રની જરૂરિયાત છે, માટે દ્રવ્યને ભાવનું કારણ માનીને સારા નિમિત્તોને સેવવાપૂર્વક પાંચે આચારને પાળે તે બધા અધ્યાત્મી જ કહેવાય છે. ૨૭.

જ્યાં સુધી પ્રભુની આજ્ઞા માનવામાં ન આવે ત્યાં સુધી સમકિતની પ્રાપ્તિ થતી નથી. પ્રભુ અત્યારે વિદ્યમાન નથી પણ તેમના બનાવેલા સૂત્રો મોજૂદ છે તે સૂત્રોમાં પ્રભુએ જે જે કહ્યું છે તે મુજબ આપણે માનીએ, તો જ પ્રભુની આજ્ઞા માની કહેવાય અને તો જ સમકિત પ્રાપ્તિને યોગ્ય બની શકાય. ૨૮.

માનવું અને પાળવું એ બે એક વસ્તુ નથી. માનવું એટલે પાળવાની હાર્દિક ભાવના. પાળવું એટલે અસ્ખલિત જીવન ગાળવું. આ ભાવના ત્યારે જ ટકી શકે કે જ્યારે શ્રદ્ધાભાવિત હૃદય હોય. ૨૯.

જે લોકના વ્યવહારમાં પ્રવર્તે તે જ વ્યવહાર યોગ્ય કહેવાય. લોકો ઉપાદેય પદાર્થોમાં પ્રવૃત્તિ અને હેય પદાર્થોથી નિવૃત્તિ શ્રુતજ્ઞાન દ્વારા જ કરે છે, માટે વ્યવહાર યોગ્ય શ્રુતજ્ઞાન હોવાથી તે જ અત્યંત લોકોપકારી છે. ૩૦.

# જ્ઞાન વિના શ્રદ્ધાની અસાર્થકતા

લેખક શ્રી જીવરાજભાઈ ઓધવજી દોશી બી એ એલ, એલ, બી

શ્રી 'આત્માનંદ પ્રકાશ'ના ઑકટોબર માસમા પ્રસિદ્ધ થયેલ અંકમા 'સમ્યક્ શ્રદ્ધા રહિત જ્ઞાનની નિરર્થકતા'ના મથાળાવાળો લેખ વાચ્યા પછી આ લેખ લખવાની પ્રેરણા થયેલ છે જૈન દર્શન અનેકાતવાદી છે દરેક વિષયનો જુદી જુદી દૃષ્ટિથી અભ્યાસ કરવો, તેના દેખાતા વિરોધોનો વિચાર કરવો, દેખાતા વિરોધોનો સમન્વય કરવા પ્રયાસ કરવો, અને તેમાથી સત્ય શોધવાનો તાત્ત્વિક પ્રયત્ન કરવો તે અનેકાતવાદના સિદ્ધાતનુ રહસ્ય છે આવી બુદ્ધિથી આ લેખ લખ્યો છે, તેમા ખોટી ચર્ચા કરવાનો કે ટીકા કરવાનો બિલકુલ આશય નથી

પ્રથમ શ્રદ્ધા શબ્દનો અર્થ જોવાનો રહે છે શ્રદ્ધા એટલે આપ્ત પુરુષના વચનની બુદ્ધિથી પરીક્ષા કર્યા વિના ગ્રહણ કરવાની વૃત્તિ શ્રુતિ સ્મૃતિ કે આગમમા જે જે વિધિવિધાન બતાવ્યા હોય, તત્ત્વ વિષે જે પ્રરુપણા કરી હોય તેનો અનુભવ જ્ઞાનમા ઉતાર્યા વિના અથવા તાર્કિક દૃષ્ટિએ ચકાસણી કર્યા વિના સ્વીકાર એક ધર્મગુરુ ધર્મનુ એક પુસ્તક હાથમા લઇ કહે કે 'Thus said the Lord' પ્રભુએ આ પ્રમાણે કહ્યુ છે, તો તે વચનને કાઇ ઊહાપોહ કર્યા વિના, બુદ્ધિથી વિચાર કર્યા વિના માની લેવુ તેવી મનની વૃત્તિને શ્રદ્ધા કહેવામા આવે છે લોકોમા ઘણા ધર્મો શ્રદ્ધા ઉપર બધાયેલા હોય છે, શ્રદ્ધા ઉપર જ જીવે છે, પણ જૈનધર્મ જેવા ધર્મોનો મૂળ પાયો ફક્ત શ્રદ્ધા ઉપર હોતો નથી તેમા શ્રદ્ધાનુ જે તત્ત્વ છે તે અંધશ્રદ્ધા નથી, પણ તાત્ત્વિક શ્રદ્ધા (rational faith) છે. આગમો જુઓ, પૂર્વાચાર્યોના ગ્રથો જુઓ તો તેમા અમે કહીએ છીએ માટે માની લ્યો એવુ ભગવાન કે આચાર્યો કહેતા નથી, જે વચન તમને યુક્તિમદ્ લાગે તે જ ગ્રહણ કરો એવુ ફરમાવે છે ખુદ તીર્થંકર સર્વજ્ઞ મહાવીર ભગવાને પણ આત્માની સિદ્ધિ માટે પોતાના વચન ઉપર શ્રદ્ધા રાખી-માની લેવા ગૌતમ ગણધરને કહ્યુ નથી, તેમ પોતે કેવળી છે અને કેવળજ્ઞાનમા તે પ્રમાણે ભાસ્યુ છે એમ પણ કહ્યુ નથી, પણ ગૌતમ ગણધરે માન્ય રાખેલ વેદના વાકયો, પ્રત્યક્ષ અનુમાન વગેરે જ્ઞાન પ્રાપ્ત કરવાના સાધનોદ્વારા આત્મતત્ત્વની પ્રતીતિ કરાવેલ છે, એટલે જૈન ધર્મ શ્રદ્ધાપ્રધાન ધર્મ નથી, પણ જ્ઞાનપ્રધાન ધર્મ છે જૈન ધર્મનો પાયો તત્ત્વજ્ઞાન ઉપર છે, ફક્ત શ્રદ્ધા ઉપર નથી સામાન્ય વ્યવહારમા પણ આપણે એક વચન પ્રથમ શ્રદ્ધાથી માની લઇએ છીયે, કારણ તે વિના વ્યવહાર ચાલી શકતા નથી કે જ્ઞાનની વૃદ્ધિ થતી નથી, પછી આપણે તે વચનને આધારે કાર્ય કરીએ છીએ, અનુભવમા મૂકીએ છીએ, અનુમાનાદિક જ્ઞાનના સાધનોથી તે વચનની સમાલોચના કરીએ છીએ, અને અનુભવ અને પ્રમાણથી જો તે વચન કાર્યસાધક બને તો તેનો સ્વીકાર કરીએ છીએ, અને કાર્યસાધક ન બને તો તે વચનને મિથ્યા માની ત્યજી દઇએ છીએ એટલે શ્રદ્ધાથી જ્ઞાનપ્રાપ્તિની શરુઆત થાય છે અને શ્રદ્ધેય વચન

ભરવામાં આવે તો ચારિત્રનૌકા સંસારસમુદ્રમાં નાશ પામે છે અને એનો આશ્રય કરનાર મૂઢ જીવ પણ ડૂબે છે. ૭૭

નિવૃત્તિનું ખરું સ્વરૂપ ધ્યાનમાં હોય તો જ ચિંતવનમાં પણ કરવું, કરાવવું, અનુમોદવું નહીં એ સાવદ્યનો ત્યાગ થઈ શકે છે. ૭૮

મમત્વ અને મહત્ત્વને અંગે સંઘ માટે પણ થતું સાવદ્ય ચિંતવન આત્મરૂપ ઉદરમાં નાંખવાથી સંયમપ્રાણને હરી લે છે. ૭૯

જો શાસ્ત્રના દરેક વચન સુપરિણામે પરિણમવામાં ન આવે તો તે શાસ્ત્ર શસ્ત્રરૂપે પરિણામ પામીને પ્રાણીને પોતામાં ગુણીપણું મનાવી અને બીજા ગુણીઓમાં અવગુણીપણું મનાવી તેઓની અવજ્ઞા અને પોતાના ઉત્કર્ષદ્વારા અનંત કાળચક્ર સુધી સંસારમાં રઝળાવે છે. ૮૦

સ્વગચ્છ કે પરગચ્છમાં સંવિજ્ઞ (તીવ્ર વૈરાગ્યવંત ભવભીરુ બહુશ્રુત ગીતાર્થ) મુનિજનો હોય તેમનો ગુણાનુરાગ કરવા મત્સર કે ગચ્છ-મમત્વભાવથી તું ચૂકીશ નહિ. ૮૧

ગુણાનુરાગીને આ મારા ગુરુ અને મારા ગચ્છના એ વિચાર હોય નહિ. વેષ માન્ય છે. અવગુણો ન માલુમ પડે ત્યાં સુધી દૂરથી સામાન્ય રીતે નમન કરવા યોગ્ય છે; પણ પૂજા તો ગુણની જ છે અને અંતર રાગ પણ તે પરજ હોવો જોઇએ અને ગુરુ થવા યોગ્ય સાધુને તો આ મારા શ્રાવક છે એવી વૃત્તિ સ્વાર્થ સાધવાની બુદ્ધિએ ન જ હોવી જોઈએ. ૮૨.

અનંતજ્ઞાનીઓએ નિયત કરેલા વેષની સાથે સમ્યગ્દર્શનાદિ ગુણો પણ જોઇએ. તે સિવાયનો સાધુ એ તાત્ત્વિક દૃષ્ટિએ સાધુ નથી; માટે કેવળ વેષધારીને જોઇને પણ મૂંઝાવાનું નથી. ૮૩.

જેમ જગતમાં–વ્યવહારમાં શુદ્ધ ચાંદી અને મહોર સાચી હોય તો તે નાણું ચાલે અન્યથા નહિ, તેમ અહીં પણ–શ્રી જૈન શાસનના વ્યવહારમાં ગુણ અને વેષ એ ઉભય હોય તે તે વંદનીય–પૂજનીય માન્યો છે. ૮૪.

ગુણ પૂજનીય છે, પણ વેષ નહિ એમ માની વેષને ઉડાવનારા અગર તો ભગવાન શ્રી મહાવીરદેવનો વેષ પૂજ્ય છે. એમ માની કેવળ વેષમાં જ મૂંઝાઈ જનારા શ્રી જૈન શાસનના મર્મને સમજ્યા નથી. ગુણની પરીક્ષા બુધ જનો જ કરી શકે છે. ૮૫

જ્ઞાની મહાપુરુષો ત્યાં સુધી ફરમાવે છે કે જેમ વિષ્ટામાં પડેલી ચંપકમાલા મસ્તકે ધારણ કરવા લાયક નથી, તેમ પતિતોના સ્થાનમાં રહેલ સુવિહિત મહાત્માઓ પણ પૂજ્ય નથી. ૮૬

ઉત્તમ પુરુષ જેવું જેવું આચરણ કરે છે તે પ્રમાણે જ બીજા પ્રાકૃત જનો પણ વર્તે છે, અને તે સાધુપુરુષ જે વસ્તુને પ્રમાણ માને છે તેને જ સામાન્ય લોકો અનુસરે છે; જેથી ધર્માધિકારી ઉત્તમ પુરુષોએ પોતાના આચાર આદિમાં જરા પણ ક્ષતિ ન આવવા દેવી જોઇએ. ૮૭ (ચાલુ)

## સ્વસ્થ–અસ્વસ્થતાનું સુખ.

સ્વસ્થપણાના સુખનો અંશ પણ એટલો બધો કિંમતી છે કે જેની પાસે ત્રણ લોકના રાજ્યનું સુખ પણ તુલનામાં આવી શકતું નથી, કેમકે પ્રથમનું સુખ–મનની સ્વસ્થતાનું સુખ અવિનાશી છે, ત્યારે બીજું વિષયાદિકથી થતું સુખ વિનાશી અને કર્મનો તીવ્ર બંધ કરાવનાર છે. પહેલું સુખ સંસારમાંથી મુક્ત કરાવનાર છે, ત્યારે બીજું સુખ સંસારમાં પરિભ્રમણ કરાવનાર છે. ઇત્યાદિ અનેક પ્રકારે તે બન્ને પ્રકારના સુખમાં અત્યંત તફાવત છે.

# શ્રી સિદ્ધસ્તોત્ર

રચનાર અને વિવેચક
ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા, એમ બી. બી. એસ

( ગતાંક પૃષ્ઠ ૨૪૬ થી શરુ )

તે નિર્વાણ માટે દૃષ્ટાંત આપે છે —

વસંતતિલકા વૃત્ત—

જ્યુ અગ્નિ ઇંધન ખુટયે સ્વયમેવ શામે, જ્યુ દીપ તેલ ખૂંટતા નિરવાણ પામે,
નિર્વાણ કર્મ વિણુ પ્રાપ્ત જ તે પ્રકારે, તે સિદ્ધના ચરણ હો શરણ અમારે ૧૬

શબ્દાર્થ —જેમ અગ્નિ ઇંધન ( બળતણ ) ખૂટતા પોતાની મેળે જ શમાઈ જાય છે, જેમ દીપક તેલ ખૂટતા નિર્વાણ પામે છે-બુઝાઇ જાય છે, તેમ કર્મ ખૂટતા જે નિર્વાણ પામ્યા છે,-તે સિદ્ધના ચરણનુ અમને શરણ હો !

વિવેચન —

અગ્નિ ત્યા સુધી બળ્યા કરે કે જ્યા સુધી ઇંધન-બળતણ હોય પણ બધુ ય બળતણ બળી ગયા પછી તો તે એની મેળે જ શમી જાય છે-ઠરી જાય છે, ભસ્માવશેષ રહે છે તેમ જ્યા લગી કર્મરૂપી કાષ્ઠ હોમાયા કરે છે, ત્યા લગી સંસાર અગ્નિ પ્રજ્વલિત રહ્યા કરે છે, પણ કર્મકાષ્ઠની હોળી કરી, તેને ભસ્માવશેષ કરવામા આવતા તત્કાળ સંસાર-અગ્નિ ઠરી જાય છે-શમી જાય છે નિર્વાણ પામે છે, એટલે સકલ કર્મ મુક્તિરૂપ નિર્વાણની પ્રાપ્તિ થાય છે ભગવાને સકલ કર્મની હોળી કરી આ નિર્વાણની પ્રાપ્તિ સાધી છે

" શુકલ ધ્યાન હોરી કી જ્વાલા, જાલે કર્મ કઠોર રે-નિજ સુખ કે સધૈયા,
શેષ પ્રકૃતિ દલ ક્ષીરણ નિર્જરા, ભસ્મખેલ અતિ જોર રે-નિજ સુખ કે સધૈયા "
" અષ્ટકર્મ વન દાહ કે, પ્રગટિ અન્વય ઋદ્ધિ " —શ્રી દેવચંદ્રજી

સર્વથા બીજ બળી ગયા પછી જેમ અંકુરો ફૂટતા નથી, તેમ કર્મ-બીજ બળી ગયા પછી ભવ-અંકુર ફૂટતો નથી

" दग्धे बीजे यथात्यंत प्रादुर्भवति नांकुर:, कर्मबीजे तथा दग्धे न रोहति भवांकुर: ॥ "
—શ્રી હરિભદ્રાચાર્યજીકૃત શાસ્ત્રવાર્તા સમુચ્ચય.

તે જ પ્રમાણે જ્યાં સુધી તેલ હોય છે, ત્યા સુધી દીવો બળ્યા કરે છે, તેલ ખૂટી જતા તે એની મેળે હોલવાઇ જાય છે-નિર્વાણ પામે છે, તેમ જ્યા સુધી કર્મરૂપ તેલ ચાલે છે ત્યા સુધી સંસાર-દીપક બળ્યા કરે છે, અને નવા પુદ્ગલકર્મરૂપ તેલનો ક્ષેપ વર્જીને જૂનુ કર્મ-તેલ નિઃશેષ થાય છે ત્યારે સંસારનો દીવો આપોઆપ બુઝાઇ જાય છે-નિર્વાણ પામે છે આમ ભગવાન સિદ્ધ નિર્વાણને પામ્યા છે

" પુદ્ગલ તેલ ન ખેપ, શુદ્ધ દશા જે નવિ દહે હો લાલ "
—શ્રી. યશોવિજયજી

" तत्र द्रागेव भगवानयोगाद्योगसत्तमात्, भवव्याधिक्षयं कृत्वा निर्वाणं लभते परम् ॥ "

**—શ્રી. હરિભદ્રાચાર્યજીકૃત શ્રી યોગદષ્ટિ સમુચ્ચય.**

એવા તે નિર્વાણપ્રાપ્ત શ્રી સિદ્ધ ભગવાનના ચરણનું અમને શરણ હો !

હવે આ નિર્વાણપ્રાપ્તિ કયા ક્રમે થઇ તેનો સંક્ષિપ્ત ઉલ્લેખ સિંહાવલોકન ન્યાયે કરતાં સ્તોત્રકાર કહે છેઃ—

**સમ્યક્ત્વ જ્ઞાન ચરિતે યુત જે થઇને, ને દ્વાર આશ્રવ તણા સહુ સંવરીને;**
**રોધે નવા પ્રથમ કર્મ રૂડા પ્રકારે, તે સિદ્ધના ચરણ હો શરણું અમારે ! ૧૭**

**શબ્દાર્થઃ**—સમ્યગ્ દર્શન–જ્ઞાન–ચારિત્રથી યુક્ત થઇ, જે આશ્રવના બધા દ્વાર સંવરીને ( બંધ કરીને ) પ્રથમ તો નવાં કર્મને સમ્યક્ પ્રકારે રોધી દે છે,–તે સિદ્ધના ચરણ અમને શરણરૂપ હો !

**વિવેચન—**

નિર્વાણપ્રાપ્તિરૂપ પરમયોગની પ્રાપ્તિ પણ, નાના પ્રકારની મોક્ષસાધક યોગ પ્રક્રિયામાંથી–યોગ સાધનામાંથી સફળપણે ઉત્તીર્ણ થયા પછી થાય છે. **મોક્ષ સાથે યોજનાર યોગરૂપ** મુખ્ય સાધન ત્રણ છેઃ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર. દેહાદિથી આત્મા સર્વથા ભિન્ન છે, ઉપયોગવંત અને અવિનાશી છે, એવું જે સદ્ગુરુ ઉપદેશથી યથાસ્થિત જ્ઞાન થવું તે **સમ્યગ્જ્ઞાન** છે; તથા પ્રકારે જે જ્ઞાનથી જાણ્યું તેની સમ્યક્ પ્રતીતિ ઊપજવી તેનું નામ **સમ્યગ્દર્શન** અથવા સમકિત છે; અને જ્ઞાનદર્શને કરી જેવું શુદ્ધ આત્મસ્વરૂપ જાણ્યું–પ્રતીત્યું, તેવો સર્વથી ભિન્ન–અસંગ સ્થિર આત્મસ્વભાવ ઊપજવો તે **સમ્યક્ચારિત્ર** છે. **પરમ સમર્થ તત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચંદ્રજી** કહે છેઃ—

" છે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ...મૂળ મારગ સાંભળો જિનનો રે.
એમ જાણે સદ્ગુરુ ઉપદેશથી રે, કહ્યું **જ્ઞાન** તેનું નામ ખાસ...મૂળ મારગ૦
જે જ્ઞાને કરીને જાણિયું રે, તેની વર્તે છે શુદ્ધ પ્રતીત...મૂળ મારગ૦
કહ્યું ભગવંતે **દર્શન** તેહને રે, જેનું બીજું નામ સમકિત...મૂળ મારગ૦
જેમ આવી પ્રતીતિ જીવની રે, જાણ્યો સર્વથી ભિન્ન અસંગ...મૂળ મારગ૦
એવો સ્થિર સ્વભાવ જે ઊપજે રે, નામ **ચારિત્ર** તે અણલિંગ...મૂળ મારગ૦ "

**—શ્રીમદ્ રાજચંદ્ર.**

" જીવાદિક છ દ્રવ્ય જેવા છે તેવા સદ્દહવા તે સમકિત, અને છ દ્રવ્ય જેવા છે તેવા ગુણપર્યાય સહિત જાણે તે જ્ઞાન જાણવું. તે છ દ્રવ્ય જાણીને અજીવને છાંડે અને જીવના સ્વગુણમાં સ્થિર થઇને રમે તે ચારિત્ર કહીએ. એ જ્ઞાનદર્શનચારિત્ર શુદ્ધ રત્નત્રયી તે મોક્ષનો માર્ગ છે. માટે એ જ્ઞાનદર્શનચારિત્રનો ઘણો યત્ન કરવો. એ રત્નત્રયી પામીને પ્રમાદ કરવો નહીં. "

**—શ્રી. દેવચંદ્રજીકૃત આગમસાર.**

**"निच्छयमग्गो मुक्खो ववहारो पुण कारणो वुत्तो, पढमो संवररूवो आसवहेऊ तओ बीओ ॥"**

અર્થાત્—નિશ્ચયમાર્ગ મુખ્ય છે, વ્યવહારમાર્ગ તેના કારણરૂપ કહ્યો છે; પ્રથમ નિશ્ચયમાર્ગ સંવરરૂપ છે, બીજો વ્યવહારમાર્ગ આશ્રવહેતુ છે. (ચાલુ)



# अनन्तधर्मात्मकम् वस्तु 

લેખક રા. રા. જીવરાજભાઈ ઓધવજી દોશી, બી એ, એલએલ બી.

જૈન દર્શન વસ્તુ (reality)ને અનંત ધર્માત્મક—અનંત ધર્મવાળી માને છે. જ્ઞાન મેળવવાના જે જે સાધનો—પ્રમાણો છે, તે સાધનોથી વસ્તુમાં અનંત ધર્મો ભાસે છે. પ્રમાણો સિદ્ધાંતમાં બે પ્રકારના બતાવ્યા છે: પ્રત્યક્ષ અને પરોક્ષ. ઇંદ્રિયો અને મનની મદદ વગર આત્મિક શક્તિથી પદાર્થનું જે જ્ઞાન થાય છે, તેને સિદ્ધાંતમાં પ્રત્યક્ષ જ્ઞાન કહેવામાં આવે છે, અને ઇંદ્રિયો અને મનદ્વારા જે જ્ઞાન થાય છે તેને પરોક્ષ જ્ઞાન કહે છે. સામાન્ય વ્યવહારમાં આપણે જેને પ્રત્યક્ષ જ્ઞાન કહીએ છીએ તેને સિદ્ધાંતમાં પરોક્ષ જ્ઞાન કહ્યું છે, કારણ તે જ્ઞાનમાં પરની એટલે ઇંદ્રિયો અને મનની અપેક્ષા રહે છે. કેવળજ્ઞાન સર્વોત્કૃષ્ટ જ્ઞાન છે. કેવળજ્ઞાન કોઇ પણ પ્રકારના આવરણ વિનાનું હોવાથી તેમાં વસ્તુ તેના તાત્ત્વિક સ્વરૂપમાં ભાસે છે. છદ્મસ્થજ્ઞાનમાં વસ્તુના અમુક અંશનું જ જ્ઞાન થાય છે. કેવળજ્ઞાનમાં વસ્તુ અનંત ધર્મોવાળી ભાસે છે, એટલે કેવળજ્ઞાની ભગવાન વસ્તુને અનંત ધર્માત્મક પ્રતિપાદન કરે છે. આપણને પણ બુદ્ધિદ્વારા વિચાર કરતાં વસ્તુમાં અનંત ધર્મો હોવાની પ્રતીતિ થાય છે. અનંત ધર્મો વસ્તુમાં કેવી રીતે ઘટી શકે તેનો વિચાર કરીએ.

દરેક પદાર્થમાં બે પ્રકારના ધર્મો જોવામાં આવે છે: એક ભાવાત્મક (positive) અને બીજા અભાવાત્મક (negative). જે ધર્મોથી પદાર્થનું સ્વત્વ ઘડાય છે, તે તેનો ભાવાત્મક ધર્મ છે. જે ધર્મોથી પદાર્થ બીજા પદાર્થોથી જુદો પડે છે તે તેનો અભાવાત્મક ધર્મ છે. આ હકીકત સમજવાને એક દૃષ્ટાંત લઇએ. એક હેમચંદ નામના માણસની વિવક્ષા કરતાં, હેમચંદ એક માણસ છે, જ્ઞાતે વાણિયો છે, ધર્મે જૈન છે, કાઠિયાવાડનો રહીશ છે, વાને ઊજળો છે, કદમાં ટૂંકો છે, વજનમાં ભારે છે, શરીરે સશક્ત છે, સંપૂર્ણ ઇંદ્રિયોવાળો છે, સારું ભણેલો છે, કાપડનો વેપારી છે, ધંધામાં પ્રમાણિક છે, ધર્મમાં આસ્થાવાળો છે, સ્વભાવે ઉદાર છે વગેરે અનેક ગુણો હેમચંદમાં દેખાય છે, તે તેના ભાવાત્મક ગુણો છે. તે ગુણોથી હેમચંદનું સ્વત્વ ઘડાયું છે. આ ધર્મોની વિવક્ષા કરવાની સાથે જ કયા કયા ધર્મોથી તે બીજી વસ્તુઓથી જુદો પડે છે તે બુદ્ધિમાં તરી આવે છે. હેમચંદ એક દેવ કે પશુ નથી, બ્રાહ્મણ કે ક્ષત્રિય નથી, વૈષ્ણવ કે શૈવ નથી, ગુજરાત કે માળવાનો રહીશ નથી, વાને કાળો નથી, કદમાં ઊંચો નથી, વજનમાં હલકો નથી, શરીરે અશક્ત નથી, ઇંદ્રિયોમાં ખોડવાળો નથી, અભણ નથી, અનાજનો વેપારી નથી, ધંધામાં કપટી નથી, ધર્મમાં આસ્થા વિનાનો નથી, સ્વભાવે કંજૂસ નથી વગેરે અનેક ગુણોનો તેનામાં અભાવ છે. એટલે જે જે અન્ય ગુણવાળો તે નથી, તે તેના અભાવાત્મક ગુણો છે. હેમચંદ વિષે સંપૂર્ણ માહિતી મેળવવા માટે તેનામાં જે જે ગુણો છે તે અને જે જે ગુણો નથી તે બધા જાણવા જોઇએ. અને જગતમાં જેટલા પદાર્થો છે તે દરેક પદાર્થથી હેમચંદને જુદો પાડવાનો રહે છે, એટલે ભાવ ગુણોથી અભાવ ગુણો ઘણી મોટી સંખ્યાવાળા હોય છે. અર્થાત્ સ્વપર્યાયથી પરપર્યાયો ઘણી મોટી સંખ્યાવાળા છે, એટલે કોઇ એક પદાર્થ પ્રથમ દર્શને આપણને અમુક ગુણોવાળો જણાય છે, તે પદા-

# અહિંસાની અદ્‌ભુત શક્તિ

[ ૧૦ ]

## રાજપુત્ર પણ કેદી !

લેખક: **મોહનલાલ દીપચંદ ચોકસી.**

( ગતાંક પૃષ્ઠ ૨૫૧ થી શરૂ )

સત્યાગ્રહની અસર થયા સિવાય રહેતી જ નથી. કોઇ પણ જાતના પ્રતિકાર વિના સિદ્ધાંતના રક્ષણ અર્થે જરા પણ ગુસ્સો આણ્યા સિવાય નિડરતાથી શાંતિપૂર્વક દેહનું સમર્પણ કરવું એ સર્વોત્કૃષ્ટ કાર્ય છે. 'અહિંસા પરમો ધર્મ:' પોકારી પાંચ તરૂણો તુરંગના કેદી બન્યા ! પુરોહિત માણિક્યદેવ જો કે ઉપરથી જાણે પોતાનું વર્તન વિજયી સરદાર જેવું દાખવતો હતો, છતાં એના મનમાં એક અનોખા ચિંતાનો ઉદ્‌ભવ તો થઇ ચૂકયો હતો જ. આ વેળા નવરાત્રિ મહોત્સવ સાંગોપાંગ પાર ઊતરશે કે કેમ? એ પ્રશ્ને એને પણ મૂંઝવણમાં નાંખ્યો હતો.

બીજી તરફ નજરકેદીનું જીવન ગાળી રહેલી મૃગાવતી પણ આ સમાચાર સાંભળી ધ્રૂજી ઊઠી હતી. તેણીને અન્ય કંઈ માર્ગ ન જણાતા આખરે એક વાત સ્ફુરી અને આ હકીકત મહેન્દ્રકુમારને

---

ર્થની તાત્ત્વિક સમીક્ષા કરતાં, તેના સ્વ અને પર પર્યાયનો વિચાર કરતાં, તે પદાર્થ એક ફક્ત સાદો જણાતો નથી; પણ અસંખ્યાત ગુણોવાળો જોવામાં આવે છે. આ વિવક્ષામાં જ્યારે પ્રસ્તુત પદાર્થના જુદા જુદા ક્ષેત્ર અને જુદા જુદા સમયને આશ્રિને થતાં જુદા જુદા પર્યાયોનો વિચાર ઉમેરવામાં આવે છે ત્યારે તે પદાર્થ અનંતધર્માત્મક બને છે. વર્તમાનકાળનો હેમચંદ ભૂતકાળના હેમચંદથી તેમજ ભવિષ્યકાળના હેમચંદથી જુદા પર્યાયવાળો છે. વસ્તુના પર્યાય સમયે સમયે બદલાય છે. એક વસ્તુના ભૂત, વર્તમાન અને ભવિષ્યના પર્યાયો જોવામાં આવે તો અનંત પર્યાયોવાળો તે બને છે; કારણ સમયો અનંત છે. એટલે કાળવૃત્તિને આશ્રિને એક પદાર્થ અનંત પર્યાયવાળો બને છે. તે પ્રમાણે ક્ષેત્રકૃત પર્યાયો પણ વિચારવાના રહે છે. ટૂંકામાં એક વસ્તુનું પૃથક્કરણ ( analysis ) કરતાં, તે પ્રથમ દૃષ્ટિએ અમુક જ ગુણોવાળી એક સાદી વસ્તુ જણાય છે તેવી નીકળતી નથી, પણ અનેક ગુણોથી મિશ્રિત એક complex વસ્તુ નીકળે છે, અને તાત્ત્વિક દૃષ્ટિએ સંપૂર્ણ પૃથક્કરણ કરતાં તેમાં અનંત ધર્મો હોવાની સાબિતી થાય છે. કેવળજ્ઞાનમાં વસ્તુ અનંત ધર્મોવાળી સ્વત: ભાસે છે, માટે જૈન દર્શનમાં અનંતધર્માત્મક વસ્તુ પ્રતિપાદન કરેલ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે જે એકને સંપૂર્ણ જાણે છે તે સર્વને જાણે છે. એટલે એકને સંપૂર્ણ જાણવા માટે જેમ તે વસ્તુના સર્વ પર્યાયો જાણવા પડે છે તેમ તે વસ્તુમાં અભાવરૂપે રહેલ પરપર્યાયોને પણ સંપૂર્ણ જાણવાના રહે છે, અર્થાત્ એક વસ્તુના સંપૂર્ણ જ્ઞાનમાં સર્વ વસ્તુનું સંપૂર્ણ જ્ઞાન થઇ જાય છે. કેવળજ્ઞાનમાં અનંતધર્માત્મક એક અખંડ વસ્તુ ભાસે છે.

વસ્તુ અનંતધર્માત્મક હોવાથી તેમાં પરસ્પર વિરોધી ધર્મોનો પણ સમાવેશ થાય છે. પરસ્પર વિરોધી ધર્મો એક વસ્તુમાં કેવી રીતે ઘટી શકે તે યુક્તિપુર:સર ( logically ) સમજાવનાર અનેકાંતવાદ-સ્યાદ્‌વાદ છે. અનેકાંતવાદનું દિગ્દર્શન બીજા લેખમાં કરવામાં આવશે.

જણાવવી એમ નક્કી કરી, પત્રમા લખી, દાસીદ્વારા એ પત્ર ગુપ્ત રીતે મહેન્દ્રકુમારને ચપા રવાના કર્યો રાજપુત્ર શુ જવાબ આપે છે તેની ગઢ આતુર નયને તે જોઇ રહી દિવસ પર દિવસ વીત્યા છતા આશા ન ફળી !

છઠ્ઠા દિવસે પણ આરતિની પૂર્ણાહૂતિ થતા જ 'અહિંસા પરમો ધર્મ ' નો ઘોષ થયો પુરોહિતે યાત્રીવર્ગમા હાકલ કરી છતા આ રીતે નિર્દોષ યુવાનો ને કેદખાનામા હડસેલી દેવાતા નિરખી ઘણાના મનમા આ સવાલે જિજ્ઞાસા પ્રગટાવી હતી કટલાકને વિચાર કરતા બનાવી દીધા હતા કે તરુણની વાતમા ખોટુ શુ છે ? કાળીમાતા મૂગા પશુઓનો ભોગ શા સારુ માગે ? એટલે પહેલાની માફક કોઇ પકડવા આગળ ન આવ્યુ ત્રણચાર વાર હાકોટા પાડ્યા અને માતા કોપાયમાન થશે એવો ભય દર્શાવ્યો ત્યારે માડ બે ત્રણ ભક્ત આગળ આવ્યા અને પેલા યુવાનને પકડી લીધો એને પણ સિપાઇઓને સોંપી કારાગૃહનો અતિથિ બનાવાયો આજના દિવસની યાત્રીગણની વિચિત્ર વલણ નિહાળી માણિક્યદેવે જનસમાજની વલણ જાણવા–વાતાવરણમા કેવી હવા પ્રસરી રહી છે એ સમજવા–પોતાના ગુપ્ત દૂતોને રવાના કર્યા.

સધ્યાકાળ થતા જ એમાંના એકે આવી ' મૃગાવતી ' ના નામનો એક પત્ર લાવી, પુરોહિતના હાથમા મૂક્યો એ ઉઘાડી વાચતા જ એને અગે ઝાળ ઊઠી એકદમ ગુસ્સો ઊભરી આવ્યો ! અસ્ફુટ સ્વરે બોલી ઊઠયો

'યાદ રાખ, રાજકુવરી ! તુ મહેન્દ્રની મદદ માગે છે ! આ પુરોહિત સામે કાવત્રુ રચે છે, પણ મને ઓળખતી નથી ! આ માણિક્યદેવ કોઇનો પણ પગભર સહી શકે તેમ નથી એના માર્ગમા આવનાર હરકોઇનુ એ નિકદન કાઢી નાખતા લેશ માત્ર વિલબ નહીં કરે !' એકદમ નરસિંહના નામની બૂમ પાડી અને તરત જ નરસિંહ આવી, કરજોડી ઊભો રહ્યો.

પુરોહિતે એના કાનમા કઇ કહ્યુ, એ સાભળતા એનો ચહેરો એકદમ ભયભીત થઇ ગયો–ઘડીભર એ થભી ગયો ! આજ્ઞા સાભળી આભો બન્યો ! તરત જ અધિકારસૂચક સ્વર સભળાયો

' વિચાર શુ કરે છે ? આજ્ઞાનો અમલ એ જ તારો ધર્મ ! અન્ય વિચાર કેવો !

નરસિહ ' પણ, માલિક ! આ ભયકર કાર્ય !

માણિક્યદેવ ' આજ્ઞા એટલે આજ્ઞા જ એ માટે અપીલે નહીં અને વિનતી પણ નહીં જ આજ્ઞા બજાવી આવ !' નરસિહ તરત જ ત્યાથી પસાર થઈ ગયો

રાજની પદ્મનાભ નવલોહિયા તરુણોને બદીખાનામા ધકેલતો હતો અને કાલીમાતા પ્રત્યે તેમજ પુરોહિત પ્રત્યે ભક્તિ દાખવતો હતો, છતા એના હૃદયમા ' આ ઠીક નથી થતુ ' એવો ઊડેથી ધ્વનિ ઊઠી રહ્યો હતો કેવળ 'અહિંસા પરમો ધર્મ ' પોકારનાર નિર્દોષ વ્યક્તિઓને કારાગૃહમા સત્તાના જોરે મોકલી દેવા એમા ન્યાય તોલન નહોતુ એ સમજતો અને તેથી જ ચિતાગ્રસ્ત રહેતો ચરદ્વારા રોજના બનાવે સક્ષોભ પ્રગટાવ્યો છે એવા સમાચાર માણિક્યદેવે જાણ્યા ત્યારથી એ પણ મુખ વાઘતુ રાખ્યા છતા અદરથી શિયાળવૃત્તિનો ભોગ બની રહ્યો હતો આ વેળા પોતાનો કિલ્લો ધરાશાયી થવાના ભણકારા એને વાગી રહ્યા હતા

સાત યુવકો તુરગના મહેમાન થઇ ચૂકયા આજે આઠમો દિવસ હતો આરતી પૂર્ણ થવા આવી પુરોહિતનુ મન માતાની ભકિત કરતા હમણા જ યુવક આવશે, એવા વિચારમા લીન બન્યુ ત્યા તો ' અહિંસા પરમો ધર્મ 'નો નાદ થયો બોલનાર યુવકની શાંત પ્રકૃતિએ હાજર રહેલ યાત્રિકોના હૃદય આકર્ષ્યા અહર્નિશ કોપનો ભોગ બની કારાગૃહના કમાડ ઠોકતા યુવકના ચહેરા પર જરા સરખી ક્રોધની નિશાની નહોતી કે ગુસ્સાની રેખા સરખી પણ નહોતી, એથી યાત્રાળુના અતર દ્રવીભૂત થયા હતા, એમા

આજના તરુણની મુદ્રાએ ઉમેરો કર્યો. તેઓ પણ ' અહિંસા પરમો ધર્મઃ ' પોકારી ઊઠ્યા.

આ દૃશ્ય જોતાં જ પુરોહિતનો ગુસ્સો હદ ઓળંગી ગયો. તાડૂકીને બોલ્યોઃ 'મૂર્ખ લોકો ! માતા કોપાયમાન થશે ! તમો શું વદી રહ્યાં છો ? વિચાર તો કરો !' અને તરત જ હાથમાંની આરતી યુવકના મોં પર ફેંકી. એથી યુવકના કપાળમાંથી એકદમ લોહી નીકળવા માંડ્યું, અને તે બેશુદ્ધ બની જમીન પર પડ્યો ! લોકોના અંતર ધવાયા. એમાં દયાનાં અંકુર ઊઠ્યા અને એની આસપાસ ફરી વળી શુદ્ધિમાં આણવાના ઉપચાર કરવા મંડી પડયા. પણ પુરોહિતની આજ્ઞા થતાં રાજના સિપાઇઓ એવી હાલતમાં એને ઊંચકી ગયા અને તુરંગમાં મૂકી આવ્યા.

દરબારમાં પ્રવેશતાં જ્યારે આ દેખાવ રાજા પદ્મનાભની નજરે ચઢ્યો અને એ સંબંધી વ્યતિકર જાણ્યો ત્યારે પુરોહિતના આ રાક્ષસી કૃત્યથી એને દુઃખ થયું; પણ શું કરવું તેની કંઇ સમજ પડી નહીં. માતાના કોપના નામે એનું હૃદય ભયભીત બની ગયું હતું. તેણે જખમી તરુણ માટે વૈદ્યને તેડાવ્યો. અંતઃપુરમાં આ ખબર પહોંચતાં જ મૃગાવતી તુરંગમાં એ કેદી પાસે દોડી ગઇ અને તેણે કેદીના ઉપચારની વ્યવસ્થા બરાબર થાય તેવી ગોઠવણ કરી.

હવે એક જ દિવસ બાકી રહ્યો. દશેરાને દિવસે તો મોટી બલિપૂજા થવાની. જેમ પુરોહિત એ દહાડે પશુબલિ ધરવામાં નિશ્ચયી હતો તેમ મહારાજ અમરકીર્તિ પણ પોતાના દેહનું સમર્પણ કરી એ હિંસા બંધ કરાવવાના નિશ્ચયમાં અડગ હતા. મલ્લિપુરની પ્રજામાં–યાત્રાળુના વિશાળ સમુદાયમાં–આ વિષયે ખાસ મહત્ત્વ ધારણ કર્યું હતું. ઘણાનાં દિલમાં અવનવું થવાના ભણકારા વાગી રહ્યાં હતાં. કેટલાક તો ખરેખર ગમગીન બની ગયા હતા.

નવમા દિવસની પૂજા વખતે હાજરી સવિશેષ હતી; છતાં કોઇના મોં પર પહેલાં જેવો ઉત્સાહ નહોતો. આજે કોણ આવશે ! એ ચિંતાએ સૌના અંતર ઘેર્યાં હતાં. શું થશે એ વિચારે સૌ વ્યાકુળ બન્યા હતા. આરતી કરતા અહર્નિશ થતાં ધ્વનિ તરફ તેઓનું ધ્યાન હતું. બન્યું પણ તેમજ ! એક તેજસ્વી મુખારવિંદવાળા યુવકે દરવાજામાં પ્રવેશ કરી ' અહિંસા પરમો ધર્મઃ 'ની જય બોલાવી. લોકોએ ઉત્સાહપૂર્વક એ ઝીલી; તરુણે મોટા સ્વરે બોલવા માંડ્યુંઃ ધર્મબાંધવો ! આજની રાત વીતતાં જ કાળનો છેલ્લો દિવસ ઊગશે. હજારો મૂંગા પશુઓનો સર્વનાશ થશે ! મહાન અધર્મ થશે ! હજુ વિચાર કરો તો એ ભયંકર કાર્ય અટકી શકે. આ ઘોર હિંસા કેવળ દેવીના નામ પર માંસપિપાસુ ભક્તોએ ચલાવી છે. કોઇ દિ' માતાએ સ્વમુખે બલિની માગણી કરી છે ખરી ? આચાર્ય અમરકીર્તિ આ હિંસા બંધ કરવા આજ આઠ દિવસથી ઉપવાસી છે. એ માટે મારી પહેલાં આઠ યુવકોએ પોતાના જીવન હોમી દીધા છે. એ મહાસાધુ પોતાનું જીવન હોડમાં મૂકી આ ઘોર હિંસા અટકાવવા માંગે છે. એ બંધ નહીં થાય તો પોતાના પ્રાણ અનશન કરી આપનાર છે અર્થાત્ આમરણાંત ઉપવાસ કરનાર છે. મલ્લિપુરની પ્રજા પોતાના આંગણે આ જાતનો ભયંકર બનાવ બને એમ ઇચ્છે છે ? જ્યાં દયા નથી ત્યાં ધર્મ ક્યાંથી સંભવે ? હજુ પણ સત્ય નિરખી, જીવતા પશુઓના આ વધથી હાથ ઉઠાવો ? '

એક અવાજ–આ તો ચંપાપુરીનો રાજપુત્ર મહેન્દ્રકુમાર !

એના વચનો સાંભળી લોકોના અંતરમાં અહિંસાની ધૂન ઉછળી. ' અહિંસા પરમો ધર્મઃ 'ની જય બોલાવા માંડી.

માણિક્યદેવે ઘણીએ રાડો પાડી, પણ નગારખાનામાં તૂતીના સાદ માફક એ વિલીન થઈ ગઇ ! ક્રોધાન્વિત એ મુખમાંથી એલફેલ વદવા લાગ્યો. સ્વેચ્છાથી ગમે તેમ લવવા માંડ્યો. મંદિર બહાર જઇ સિપાઇઓને બોલાવી લાવ્યો અને રાજપુત્રને પકડાવી તુરંગમાં મોકલાવ્યો; પણ આજે

# અમર આત્મમંથન

(ગતાંક પૃષ્ઠ ૨૪૯ થી શરુ)

લેખક . અમરચંદ માવજી શાહ

૮૧ સામાયિક એટલે રાગદ્વેષરૂપ પલ્લાઓને સમતોલ ગણવાનો સમતારૂપ–સમભાવ પ્રાપ્ત કરવારૂપ કાંટો જોખનો કાંટો જેમ અન્યાય ને અનીતિ અટકાવે છે તેમ આ કાંટો રાગદ્વેષને અટકાવી પ્રેમરૂપ પાકો તોલ આપે છે

૮૨ સમભાવના શબ્દમા જ આગમનો સાર સમાઇ જાય છે એના અસ્તિત્વથી આત્મા ઇષ્ટસિદ્ધિ સહેજે પ્રાપ્ત કરી શકે છે અમૃત અમરત્વ અર્પે છે અને ઝેર મરણ નિપજાવે છે, તેમ સમભાવ અવશ્ય મોક્ષ અપાવે છે

૮૩ રાગ, દ્વેષ અને અજ્ઞાન એ કર્માશ્રવના દરવાજા છે તે આત્મરાજાનો પરાભવ કરી કર્મ-રૂપ બેડીમા જકડી સસારરૂપી જેલમા જન્મ, જરા, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિરૂપ અનેક કષ્ટો આપે છે એની ઉપર વિજય મેળવવા માટે સમભાવ એ ઢાલ છે, સયમ એ કિલ્લો છે, તપ એ તલવાર છે

૮૪. જગત એ એક સસ્થા છે આપણે તેના માનવતા સભ્ય છીએ આ સસ્થામા અનેક નાત, જાત, ધર્મ અને વિવિધ આચાર-વિચારના ધર્મરૂપી બિલ્લાઓ લગાડી જુદી જુદી માન્યતાઓ ધગવતા અનેક મભ્યો હોય છે, તેમા આપણે આપણી ફરજ સભ્યપણે સમાનતાથી વર્તી અદા કરવી જોઇએ એમા જો નાલાયક ઠરીએ તો આપણુ સભ્યપદ અસભ્ય અને કલકિત થાય બીજાઓ પાછળ યાદ કરે તેવુ અમર કર્ત્તવ્ય કરી અને પછી જો સભ્ય-પદનુ ગજીનામુ આપીએ તો યોગ્ય ગણાય, નહીંતર પાછળ કાળી ધજા જ ફરકવાની

૮૫ આપણુ મગજ એક રેડિયા જેવુ છે જેમ રેડિયામા જે દેશની ચાવી ફેરવીએ તેનો અવાજ સાભળી શકીએ તેમ આપણે જે જાતની ભાવનાની ચાવી આપીએ છીએ તે મુજબ તેનો પડઘો પડે છે, માટે શુદ્ધ અને શુભ ભાવનાઓ ભાવવાથી તેનુ શુભ પરિણામ આવે છે અને અશુભ ભાવનાનુ અશુભ પરિણામ આવે છે જેવી ભાવના તેવી સિદ્ધિ

૮૬ જેમ ગાયનુ દૂધ લીધા પછી વૃક્ષની નીચે બેસી આખો બધ કરીને વાગોળવુ અને તે દ્વારા અમૃતમય જીવન ઉપયોગી દૂધ ઉત્પન્ન થવુ, તે તેનું પરિણામ છે તેમ લેખક કે કવિ મહાશયનુ 'નિરીક્ષણ' અને 'અનુભવ' રૂપી ચારો ચરીને શાતિમય સ્થળે શાતિમય ચિત્તથી વિચારવુ–મનન કરવુ–ચિંતન કરવારૂપ વાગોળી તે દ્વારા ઉત્પન્ન થતા કાવ્યો અને લેખો એ તેનુ પરિણામ છે જેમ ગાયના દૂધથી માણસો તૃપ્ત થાય છે તેમ આ જ્ઞાનરૂપી અમૃતથી માનવો શાતિ અને માર્ગદર્શનરૂપ તૃપ્તિ મેળવી શકે છે આથી જ જગતમા 'કામધેનુ' અને 'કવિ' પરોપકારમૂર્ત્તિ ગણાય છે (ચાલુ)

---

જુદુ જ પરિણામ આવ્યુ લોકોનો અસતોષ વધી પડયો પુન પુન જયઘોષણા થવા લાગી લોક-લાગણી પૂર્ણપણે અહિમાની તરફેણમા પલટાઈ ગઇ આજે કયો યુવક, કેવી દશામા આવે છે એની ગઢ જોતી મૃગાવતી રાજમહેલના ઝરખામા ઊભી હતી રોજની માફક આજે પણ એક યુવકને ઊચકી સિપાઇઓ આવતા જોયા એના ચહેરા તરફ મીંટ માંડી રહી નજીક આવતા જ એ ચહેરો ઓળખાઇ ગયો એકદમ તેણીના શરીરે ધ્રુજારી આવી તે એકદમ બેસી પડી અને એકાએક બોલી ઊઠી 'આ તો કુમાર મહેન્દ્ર !' (ચાલુ)

# ..........વર્તમાન સમાચાર..........

### પંજાબના વર્તમાન

આચાર્યવર્ય શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ રાયકોટમાં અંજનશલાકા અને પ્રતિષ્ઠા કરાવી, વૈ. વ. પ્રતિપદાના સાયંકાલે વિહાર કરી, આર્યગુરુકુળમાં પધારી, સંગઠ્ઠન વિષયક દેશના આપી માંગલિક સંભળાવ્યું. લાલા રામપ્રસાદજી ક્ષત્રીએ નગરનિવાસીઓ તરફથી આચાર્યશ્રીજીનો આભાર માની પુનઃ જલ્દી પધારવા વિનંતિ કરી. વિહાર કરી શાહ્કોવાલ પધાર્યા. અહીં હુશીયારપુર શ્રી સંઘના આગેવાનોએ પધારી આચાર્યશ્રીજીને હુશીયારપુર પધારવા વિનંતી કરી કે: 'સાહેબ, ગુરુમંદિર તૈયાર થયું છે. આપ પધારી પ્રતિષ્ઠા કરાવો.' આચાર્યશ્રીજીએ એઓના વિનંતીનો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ જોઇને સ્વીકાર કર્યો.

અહીંથી વિહાર કરી વૈ. વ. છઠે લુધીયાના પધાર્યા. શ્રી સંઘે ધામધૂમથી સ્વાગત કર્યું. બન્ને દેરાસરે દર્શન કરી શ્રી આત્માનંદ જૈન ઉપાશ્રયે પધાર્યા. સ્વાગતગીતો ગાયા બાદ આચાર્યશ્રી કેળવણી વિષયક દેશના આપી શ્રી આત્માનંદ જૈન સ્કૂલને મદદ આપવા ઈશારો કરતાં સારી રકમ ભરાઈ ગઇ.

અહીંથી વિહાર કરી ફગવાડે પધાર્યા. અહીં લાલા બાબુરામજી, રાજનરામજીએ સુંદર સ્વાગત કર્યું.

અહીંથી બુરનપુર, રોહાણા થઇ પુરહીરા પધાર્યા. આચાર્ય શ્રી વિજયવિદ્યાસૂરિજી મહારાજ, મુનિશ્રી વિચારવિજયજી મહારાજ જીરામાં ગુરુમંદિરની વૈ. વ. સાતમની પ્રતિષ્ઠા કરાવી અહીં આચાર્યશ્રીજીની સેવામાં આવી ઉપસ્થિત થયા હતા.

જેઠ શુદિ ચોથે આચાર્યશ્રીજીએ સપરિવાર હુશીયારપુરમાં પ્રવેશ કર્યો. બજારોમાં ફરીને ઉપાશ્રયે પધારતાં બાબુ અયોધ્યાપ્રસાદજી વકીલે-જેઓ આચાર્યશ્રીજીના જૂનાં ભક્ત છે-અત્યારે ૮૦ વર્ષની ઉમર હોવા છતાં આચાર્યશ્રીજીના ગુણાનુવાદ કરી હુશીયારપુર શ્રી સંઘનો આભાર માન્યો. બાબુ અમરનાથજી નાહરે સમયોચિત ભાષણ આપ્યું, આચાર્યશ્રીજીએ મનુષ્યભવની સફળતા વિષયક દેશના આપી માંગલિક સંભળાવ્યું. બાદ સભા વિસર્જન થઇ હતી.

### જયંતી

જેઠ શુક્લાષ્ટમીએ ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વર ( આત્મારામજી ) મહારાજની જયંતી હોવાથી પ્રાતઃકાળે ઉત્સાહી નવયુવકોએ ગુરુસ્તુતિના ગાયનો લલકારતાં પ્રભાતફેરી કરી હતી.

૮॥ વાગે આચાર્યશ્રીજીની અધ્યક્ષતામાં જાહેર સભા ભરવામાં આવી હતી. હિન્દુમુસલમાન ભાઇઓની ઉપસ્થિતિ પણ સારી હતી. દર્શનકુમાર, સત્યપાલ, કવિ વ્રજલાલ, દામન આદિના ગુરુસ્તુતિના આકર્ષક ભજનો થયાં હતાં.

પંન્યાસ શ્રી સમુદ્રવિજયજી મહારાજે જયંતીનાયકના વિષયમાં ભાષણ આપતાં જણાવ્યું કે: 'આ વીસમી સદીમાં આપણા જયંતીનાયક શીલ, સત્ય, ધૈર્ય, બુદ્ધિ, જ્ઞાન, નિર્ભયતાદિ ગુણોએ કરી અજોડ જ્યોતિર્ધર-મહાપુરુષ થયેલા છે. આપ સત્યના પૂજારી-સત્યોપાસક હતા. સત્યની ખાતર જ પોતાના માબાપ આદિનો ધર્મ ત્યાગી, આ શુદ્ધ જૈનધર્મને સ્વીકારી યુરોપાદિ પાશ્ચિમાત્ય દેશોમાં પણ જૈનધર્મનો ડંકો વગાડ્યો હતો. સત્યની ખાતર સત્યમાર્ગ સ્વીકાર્યો અને જગતને દેખાડ્યો. આપે એક સ્થળે ફરમાવ્યું છે કે: "**मैं अपनी शक्ति अनुसार भव्यजीवों के आगे सत्य सत्य बात प्रगट करूंगा, जिसको रूचे वह ग्रहण करलेवे जिसको न रुचे उसकी सत्य के खातर मैं परवाह न करूंगा।**"

પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં ફરમાવેલ **तं सच्चं भग-**

વશો આ કથાનાનુસાર આપે સત્ય ભગવાનની જ ઉપાસના કરી છે આપની વિદ્વત્તાની ધૂમ ભારત વર્ષમા પડી ગઇ હતી, હોરનલ સાહેબ બહાદુર જેવા અગ્રેજ વિદ્વાનોએ પણ આપની વિદ્વત્તાની ભૂરી ભૂરી પ્રશસા કરી છે ઇત્યાદિ વિવેચન કરતા જન્મ, દીક્ષા, તીર્થયાત્રા, પજાબમા પ્રચાર, ચીકાગો સર્વ ધર્મપરિષદમાં વીરચદ ગાધી બાર ઍટર્લૉને મોકલ્યા વગેરે વગેરે બાબતો પર સુદર પ્રકાશ નાખ્યો હતો અને વિશેષમા જણાવ્યુ કે જયતી નાયક ગુરુદેવે પજાબના સઘ સમક્ષ ફરમાવેલ વચનનુ વર્તમાન આપણા આચાર્યદેવે બરોબર પાલન કરી દેખાડ્યુ છે ઇત્યાદિ '

પડિત હસરાજજી શાસ્ત્રી, બાબુ અમરનાથજી નાહર અને માસ્ટર અમરનાથજીના સમયોચિત ભાષણો થયા હતા

અધ્યક્ષસ્થાનેથી આચાર્ય મહારાજશ્રીએ ઉપ સહાર કરતા જયતીનાયકમા કેવી સરલતા હતી એ વિષે ફરમાવતા જણાવ્યુ કે " એક વખતે આપણા જયતીનાયક જાલધરમા બિરાજમાન હતા ત્યારે આર્યસમાજના પ્રતિષ્ઠિત નેતા મહાત્મા મુન્શીરામજી મહારાજ સાહેબના દર્શનાર્થે આવ્યા અને બોલ્યા કે ' મહારાજ સાહેબ! આપતો ક્ષત્રિય છો, વિદ્વાન પણ છો, છતા આ મતમા કેમ ફસાઈ ગયા ? ' મહારાજ સાહેબ હસતા હસતા બોલ્યા કે 'હા, હુ ક્ષત્રિય છુ અને ક્ષત્રીધર્મને સમજુ છુ, તમો ક્ષત્રીધર્મને સમજતા નથી જો સમજતા હોત તો આવી વાત કદી યે ન કરત ! જૈનધર્મ ક્ષત્રીયોનો ધર્મ છે મહાવીર ભગવાન ક્ષત્રિય હતા જૈન ધર્મમા બધા તીર્થકરો ક્ષત્રિય જ હોય છે રાજામહારાજાઓ જૈનધર્મને માનનાર હતા. તમો પ્રશ્ન કરતા જાઓ હુ એના ઉત્તરો આપતો જાઉ કદાચ તમો જૈનધર્મ કરતાં બીજા કોઇ ધર્મને શ્રેષ્ઠ બતાવી આપો તો હુ તે સ્વીકારવા તૈયાર છુ મને કદાગ્રહ નથી, હુ તો સત્યનો પક્ષપાતી છુ, પછી તે જૈનધર્મ હોય કે બીજો કોઇ ધર્મ હોય ઇત્યાદિ વિવેચન કરતા વિશેષમા જણાવ્યુ કે 'આપણે જયતીનાયકની જન્મશતાબ્દિ વડોદરે ઉજવી હવે સ્વર્ગવાસ અર્ધશતાબ્દિ નજીક આવી રહી છે યાની ૨૦૦૨ મા ઉજવવાની છે, તેના માટે અત્યારથી જ તૈયારી કરવી ઘટે આજની જયતીની યાદગારમા અર્ધ-શતાબ્દિની શરુઆત થઈ જવી જોઈએ " બસ આચાર્યશ્રીનો ઇશારો થતા જ ૫૧ ૫૧ ના ટપોટપ મેમ્બરો થવા લાગ્યા હતા

૧૧॥ વાગ્યે જયનાદોની સાથે સભા વિસર્જન થઇ હતી

મળેલ જનતાનો સત્કાર કરવા સાથે ગરીબોને જમાડવામા આવ્યા હતા બપોરે પૂજા અને પ્રભાવના થઇ હતી

જેઠ સુદિ દશમીએ આચાર્યશ્રીજીની અધ્યક્ષતામા નાદ મડાવી જુદા જુદા મનોરજન કરવામા આવ્યા હતા

જેઠ શુદિ તેરસે ગુરુમદિરમા ન્યાયાભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનદસૂરિજી ( આત્મારામજી ) મહારાજની ચરણપાદુકા ધામધૂમથી પધરાવવામા આવી અને એઓશ્રીજીના પટ્ટપ્રભાવક આચાર્ય શ્રીમ દ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજે વાસક્ષેપ કર્યો હતો '

જડીઆલાગુરુ

અમૃતસર, રાયકોટ, લુ'ધીઆના, અબાલા, હુશી-યારપુર આદિ શહેરોના શ્રી સઘોની આગ્રહભરી વિનતીઓ હોવા છતા અમારા પ્રબળ પુણ્યોદય-સદ્ભાગ્યથી અમારા શ્રી સઘ જડીયાલાગુરુની વિનતીને સ્વીકારી પજાબની આવી સખ્ત ગરમી પડતી હોવા છતા ઉગ્ર વિહાર કરતા, આચાર્ય દેવ શ્રીમદ્વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ પોતાની શિષ્ય-પ્રશિષ્યાદિ મુનિમડળી સહિત હુશીયારપુરથી જેઠ સુદિ પુનમે વિહાર કરી પીપલાવાલી, આદમપુર, નસરાલા, જાલધર, વિધિપુર-કરતારપુર, ઢીલવા, અબોવાલ, બ્યાસા, જૈયા, ખલચીયા આદિ ગ્રામનગરોને પાવન કરતા અષાઢ સુદિ બીજે ધામધૂમ-સમારોહ પૂર્વક જડીયાલાગુરુ પધાર્યા

શ્રી સંઘે અજબ ઉત્સાહ અને અપૂર્વ સત્કાર કરી નગરપ્રવેશ કરાવ્યો. અમૃતસરનું શીખ બેન્ડ અને ભજન મંડલીઓ વગેરે ઉપસ્થિત જનતાના મનને આહ્લાદિત કરતા હતા. જુલુસમાં અધિકારીવર્ગ અને સરદાર હીરાસિંહજી આદિ હિન્દુ, મુસલમાન, શીખ, ઈસાઈ વગેરે સર્વેએ સંમ્મીલિત થઈ પોતાની ગુરુભક્તિ પ્રદર્શિત કરી હતી. દેસરાઓએ પોતાનું બજાર બંધ રાખી ભાગ લીધો હતો.

જુલુસની સાથે બજારોમાં થઈ મંદિરમાં દર્શન કરી શ્રી આતમવલ્લભ જૈન ઉપાશ્રયે પધાર્યા જે વખતે શ્રી સંઘ જંડીયાલાગુરુ અને શ્રી આત્માનંદ જૈન સ્કૂલના તરફથી આચાર્યશ્રીજીને અભિનંદન પત્ર અર્પણ થયા હતા.

આચાર્યશ્રીજીએ દેવગુરુની ભક્તિ કરવાથી શો લાભ થાય છે એ વિષયમાં અસરકારક દેશના આપી માંગલિક સંભળાવ્યું. જયનાદોની સાથે બાર વાગે સભા વિસર્જન થઈ.

અહીં( જંડીયાલાગુરુ )નો અતિ વિશાળ ઉપાશ્રય છે અને આ શુભ પ્રસંગનો લાભ લેવા અમૃતસર, પટ્ટી, લાહોર, ગુજરાંવાલા, જલેહમ, શિઆલકોટ, નારોવાલ, હુશીયારપુર, જાલંધર, અંબાલા આદિના સદ્‌ગૃહસ્થો પધાર્યા હતા.

દરરોજ આચાર્યશ્રીજી ભિન્ન ભિન્ન વિષયો પર અસરકારક વ્યાખ્યાનો આપે છે. જેનો લાભ નગરનિવાસીઓ સારા પ્રમાણમાં લઈ રહેલ છે.

સં. ૧૯૫૦ માં સ્વર્ગીય ગુરુદેવ ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય ૧૦૦૮ શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વર ( આત્મારામજી ) મહારાજની સાથે આચાર્યશ્રીજીએ ચોમાસું કર્યું હતું. ત્યાર બાદ ઓગણપચાસ વર્ષે પોતાના આંગણે આચાર્યશ્રીજી ચોમાસું કરતા હોવાથી શ્રી સંઘમાં અને નગરનિવાસીઓમાં અપૂર્વ ઉત્સાહ ફેલાયો છે.

---

## જયંતી ( મુંબઇ )

ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજનો જયંતીમહોત્સવ ઊજવવા જેઠ શુદિ ૮ સવારે જૈનોની એક જાહેર સભા મુંબઇ શ્રી આત્માનંદ જૈન સભા તથા શ્રી સ્વયંસેવક મંડળના આશ્રય હેઠળ, મુંબઇ શ્રી ગોડીજી મહારાજના ઉપાશ્રયે રાવસાહેબ શેઠશ્રી કાંતિલાલભાઇ ઇશ્વરલાલ જે. પી.ના પ્રમુખસ્થાને મળી હતી; જેમાં જુદા જુદા વક્તાઓના પ્રસંગોચિત વિવેચનો થયા બાદ સભા વિસર્જન થઇ હતી.

---

## ઈનામનો મેળાવડો

અત્રેની શ્રી ઉજમબાઈ જૈન કન્યાશાળાની બાળાઓને મુંબઇ શ્રી એજ્યુકેશન બૉર્ડ તરફથી આવેલ ઈનામ તથા હાલમાં મ્હેસાણાવાળા પરીક્ષક શ્રીયુત વાડીલાલભાઇ મગનલાલે પરીક્ષા લીધેલ હોવાથી ઉત્તેજનાર્થે ઇનામ આપવાનો મેળાવડો તા. ૩-૭-૪૩ ના રોજ ઉપરોક્ત કન્યાશાળાવાળા મકાનમાં યોજવામાં આવ્યો હતો. શ્રી વાડીલાલભાઇ, શ્રીયુત કુંવરજીભાઈ તથા કવિશ્રી રેવાશંકરભાઇના પ્રસંગોચિત નિવેદન બાદ કમિટીના પ્રમુખ શેઠ કુંવરજીભાઇ આણંદજીના હસ્તે બાળાઓને ઇનામ વહેંચવામાં આવ્યું હતું. બાદ આભારસહ સર્વ વિસર્જન થયા હતા.

---

## શ્રી વર્ધમાન તપ આયંબીલ કરાવતી સંસ્થાઓના કાર્યવાહકોને

આ. શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજના શિષ્યરત્ન પં. શ્રી ચંદ્રસાગરજી મહારાજના સદુપદેશથી અમદાવાદ શ્રી નાગજી ભુદરની પોળના ઉપાશ્રયે શેઠ ગિરધરલાલ છોટાલાલના હસ્તે ' શ્રી વર્ધમાન તપ આયંબીલ સહાયક સમિતિની ' સ્થાપના કરવામાં આવી છે. ઉપરોકત સમિતિએ ઘણા ગામોના આયંબીલ ખાતાનો હિસાબ તપાસી તે ખાતાને મદદ આપવા જાહેર કરેલ છે. જે જે ગામોના આયંબીલ ખાતાને આજની વધુ પડતી મોંઘવારીને લઇને ખાતું ચલાવવું મુશ્કેલ પડતું હોય તે તે ગામોએ પૂરતી મદદ માટે યોગ્ય માહિતી સાથે પત્રવ્યવહાર કરવાથી યોગ્ય મદદ મળી શકશે.

श्री

# આત્માનંદ પ્રકાશ

卐

[ પુસ્તક ૪૦ મું ]

[ સં. ૧૯૯૮ ના શ્રાવણથી સં. ૧૯૯૯ ના અષાઢ સુધીની ]

## વાર્ષિક વિષયાનુક્રમણિકા

( અનુસંધાન ટાઈટલ પેજ ૨ થી ચાલુ )

૪ ભક્તામર સ્તોત્ર (મૂળ)—શ્રી કનકકુશળગણિની ટીકા સાથે સંશોધનકર્તા પ્રાચીન સાહિત્યસંશોધક સાક્ષરવર્ય શ્રીમાન પુણ્યવિજયજી મહારાજે તદ્દન શુદ્ધ કરીને પ્રકટ કરવામાં આવેલ છે અભ્યાસીઓ માટે અતિ ઉપયોગી છે શાસ્ત્રી સુંદર ટાઈપમાં મુદ્રિત થયેલ છે

૫ શ્રી આગમસારિણી ગ્રંથ—અનેક તત્ત્વજ્ઞાનની જાણવા જેવી હકીકતોથી ભરપૂર ફોર્મ ૮, પાના ૧૩૨

૬ સિદ્ધાંતરહસ્ય—તત્ત્વજ્ઞાન, દ્વારો વગેરે અનેક જાણવા જેવી હકીકતોથી ભરપૂર પાકા બાઈન્ડીંગનો દળદાર ગ્રંથ પાના ૨૪૦

આવા સખ્ત મોંઘવારીના વખતે પણ આવા ૭ મોટા સુંદર ગ્રંથો, મોટો ખર્ચ કરી, પ્રકટ કરી, અમારા માનવંતા પેટ્રન સાહેબો અને લાઈફ મેમ્બરોને ભેટ આપવાનું સભાએ સાહસ કર્યું છે વ્યાપારીદૃષ્ટિએ આ સભાનો વહીવટ થતો ન હોવાથી, ઊંચામાં ઊંચી કક્ષાના વિવિધ સાહિત્યના અનેક ગ્રંથો પ્રકાશન કરવાનો અને આર્થિક દૃષ્ટિએ પણ અમારા ઉપરોક્ત સભાસદોને સારામાં સારા ભેટના ગ્રંથોનો દર વખતે વિશેષ વિશેષ લાભ કેમ મળે, એ હેતુ ધ્યાનમાં રાખેલ હોવાથી તેમજ આ સભાના લાઈફ મેમ્બરોને એક સુંદર ગૃહલાઈબ્રેરી કેમ થાય તે વિચારવી ગમે તેવા પ્રસંગોએ પણ અનેક ગ્રંથોની ભેટોનો લાભ આપવામાં આવે છે. આ સભા પોતાના સભાસદોને ગ્રંથોનો જે મોટો લાભ આપે છે, તે અમારા સભ્યો જાણે છે તેમજ તેવી બીજી કોઈ સંસ્થા તેવો લાભ આપી શકતી ન હોવાથી આ સભામાં દિવસાનુદિવસ નવા સભાસદોની સંખ્યા વધતી જાય છે

અમારા માનવંતા પેટ્રન સાહેબો તથા લાઈફ મેમ્બરોને ઉપરના છ ગ્રંથો ચાલુ માસની આખરમાં ધારા પ્રમાણે પોસ્ટેજ ખર્ચ સાથેનું વી. પી. કરી ભેટ મોકલવામાં આવશે, જે સ્વીકારી લેવા નમ્ર વિનંતી છે.



'શ્રી આત્માનંદ ગ્રંથરત્નમાળા' તરફથી નવા છપાતા અને છપાવવાના પ્રાકૃત-સંસ્કૃત ગ્રંથો.

१ श्री कथारत्नकोश · श्री देवभद्रगणिकृत. (मूल)

२ श्री प्राकृत व्याकरण ढुंढिका

३ श्री त्रिषष्टिशलाका पुरुष चरित्र ( बीजु, त्रीजु, चोथु पर्व )

---

'શ્રી મહાવીર ( પ્રભુ ) ચરિત્ર'

૫૨૦ પાના, સુંદર ગુજરાતી અક્ષરો, ઊંચા કાગળો, સુંદર ફોટાઓ અને સુશોભિત કપડાના મનરંજન બાઈન્ડીંગથી અલંકૃત કરેલ ગ્રંથ આ સભા તરફથી પ્રગટ થયેલ છે આ ગ્રંથમાં પ્રભુના સત્તાવીશ ભવનું વિસ્તારપૂર્વક વર્ણન, ચોમાસાના સ્થળો સાથેનું લંબાણથી વિવેચન, કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પૂર્વેના ત્રીશ વર્ષ પૂર્વેનું વિહારવર્ણન, સાડાબાર વર્ષ કરેલા તપનું વિસ્તારપૂર્વક વિવેચન, થયેલા ઉપસર્ગોનું ઘણું જ વિસ્તારપૂર્વક વિવેચન જેટલું આ ગ્રંથમાં આવેલું છે તેટલું કોઈના છપાવેલા બીજા ગ્રંથોમાં આવેલ નથી. કારણ કે કર્તા મહાપુરુષે કલ્પસૂત્ર, આગમો, ત્રિષષ્ઠિ વગેરે અનેક ગ્રંથોમાંથી દોહન કરી આ ચરિત્ર આટલું સુંદર રચનાપૂર્વક લંબાણથી લખ્યું છે બીજા ગમે તેટલા લઘુ ગ્રંથો વાંચવાથી શ્રી મહાવીરજીવનનો સંપૂર્ણ ખ્યાલ આવી શકે નહિ, જેથી આ ગ્રંથ મંગાવવા અમો ખાસ ભલામણ કરીએ છીએ આવા સુંદર અને વિસ્તારપૂર્વક ગ્રંથની અનેક નકલો ખપી ગઈ છે હવે જૂજ બુકો સિલિકે છે આવા ઉત્તમ, વિસ્તારપૂર્વકના વર્ણન સાથેના ગ્રંથ મોટો ખર્ચ કરી ફરી ફરી છપાવાતા નથી, જેથી આ લાભ ખાસ લેવા જેવો છે કિંમત રૂા ૩-૦-૦ પોસ્ટેજ અલગ

લખો —શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર

---

# શ્રી વાસુપૂજ્ય ( પ્રભુ ) ચરિત્ર.

( શ્રી વર્ધમાનસૂરિકૃત. )

૫૪૭૪ શ્લોકપ્રમાણ, મૂળ સંસ્કૃત ભાષા અને સુંદર શૈલીમાં વિસ્તારપૂર્વક જુદા જુદા આગમો તથા પૂર્વાચાર્યોકૃત અનેક ગ્રંથોમાંથી દોહન કરી શ્રીમાન વર્ધમાનસૂરિજીએ સં. ૧૨૯૯ ની સાલમાં લખેલો આ અપૂર્વ ગ્રંથ છે. રચનાર મહાત્માની કવિત્વશક્તિ અદ્દભુત છે, તે તેમાં આવેલ સર્વ પ્રકારના રસોની પરિપૂર્ણતા જ બતાવી આપે છે. તેનું આ સાદું, સરલ અને સુંદર ભાષાંતર છે. ઊંચા એન્ટિક કાગળો ઉપર સુંદર ગુજરાતી અક્ષરોમાં છપાવેલ છે.

આ ગ્રંથમાં પ્રભુના ત્રણ ભવો, પાંચ કલ્યાણકો અને ઉપદેશક જાણવા યોગ્ય મનનીય સુંદર બોધપાઠો, તત્ત્વજ્ઞાન, તપ વગેરે સંબંધીની વિસ્તૃત હકીકતોના વર્ણનો સાથે પુણ્ય ઉપર પુણ્યાઢ્ય ચરિત્ર, રાત્રિભોજન ત્યાગ અને આદર, બારવ્રત, રોહિણી આદિની અનેક સુંદર, રોચક, રસપ્રદ, આહ્‌લાદક કથાઓ આપેલી છે કે જેમાંની એક કથા પૂરી થતાં બીજી વાંચવા મન લલચાય છે અને પૂરી કરવા ઉત્સુકતા થાય છે. તે તમામ કથાઓ ઉપર સાથ અને સુંદર ઉપદેશ પણ સાથે આપેલ છે. પ્રભુના ત્રણ ભવોના—જીવનના નહિ પ્રગટ થયેલ જાણવા જેવાં અનેક પ્રસંગો અને કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી પ્રભુએ સ્થળે સ્થળે વિચરી આપેલ વિવિધ વિષયો ઉપર આદરણીય દેશનાઓ એ તમામ આ ગ્રંથમાં આપવામાં આવેલ છે. પ્રભુના વિવિધ રંગની સુંદર છબીઓ પણ આપવામાં આવેલ છે. ફોર્મ ૭૫, પૃષ્ઠ સંખ્યા ૨૪૦.

એકંદરે આ ચરિત્ર પહેલેથી છેલ્લે સુધી મનનપૂર્વક વાંચવા જેવું અને પઠનપાઠનમાં નિરંતર ઉપયોગ કરવા યોગ્ય છે, જેને માટે વિશેષ લખવા કરતાં અનુભવ કરવા જેવું છે.

કિંમત રૂા. ૨–૮–૦ પોસ્ટેજ જુદું.

( આ ગ્રંથ માટે મુનિમહારાજાઓ વગેરેના જે સુંદર અભિપ્રાયો મળે છે તેની નોંધ માસિકમાં આપવામાં આવે છે. )



## કર્મગ્રંથ ભાગ ૧–૨ સંપૂર્ણ.

પ્રથમ ભાગ સિલિકે નથી; બીજા ભાગની ઘણી જ થોડી નકલો સિલિકે રહી છે.

૧. સટીક ચાર કર્મગ્રંથ શ્રીમદ્દેવેન્દ્રસૂરિવિરચિત–પ્રથમ ભાગ રૂા. ૨–૦–૦ ( સિલિકે નથી )

૨. શતકનામા પાંચમો અને સપ્તતિકાભિધાન છઠ્ઠો કર્મગ્રંથ, દ્વિતીય ભાગ રૂા. ૪–૦–૦

ઘણી જ કાળજીપૂર્વક તેનું સંશોધન, અમારી પ્રસ્તુત આવૃત્તિમાં સાવધાનપણે સંપાદક મહાપુરુષોએ આ બંને ગ્રંથોમાં કર્યું છે અને રચના, સંકલના વિદ્વત્તાપૂર્ણ કરવામાં આવેલ છે; જે ગ્રંથ જોયા પછી જ જણાય તેવું છે. બાકી તેની સાથે ગુજરાતી ભાષામાં આપેલ પ્રસ્તાવનામાં વિગતો, ગ્રંથકારનો પરિચય, વિષયસૂચિ, કર્મગ્રંથનો વિષય કયા ગ્રંથોમાં છે તેની સૂચિ, પારિભાષિક શબ્દના સ્થાનદર્શક કોશ, શ્વેતાંબરીય કર્મતત્ત્વવિષય શાસ્ત્રોની સૂચિ, કર્મ વિષયના મળતાં ગ્રંથો, છ કર્મગ્રંથાન્તર્ગત વિષય દિગંબરી શાસ્ત્રોમાં કયા કયા સ્થળે છે તેનો નિર્દેશ વગેરે આપવામાં આવેલ હોવાથી અભ્યાસીઓ માટે ખાસ ઉપયોગી થયેલ છે, જે પ્રથમ બહાર પડેલ કર્મગ્રંથ કરતાં અભિનંદન છે.

ઊંચા એન્ટિક કાગળો ઉપર, સુંદર ટાઈપો અને મજબૂત તથા સુંદર બાઈંડીંગમાં બંને ભાગો પ્રકટ થયેલ છે. ( ફક્ત બીજો ભાગ સિલિકે હોવાથી ) બીજા ભાગની કિંમત રૂા. ૪–૦–૦ પોસ્ટેજ જુદું.

લખો:—શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.

( શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ ગુલાબચંદ લલ્લુભાઈએ છાપ્યું—ભાવનગર. )